તેતા કહે છે : " સ્વદેશીમાં સ્વરાજ "

ટ્રાં એકજ એવી મુંબઇ મધ્યે કાલકાદેવી રોડ ઉપર આવેલ

# સ્વદેશી માર્કેટ

છે જે સરદાર વલ્લભભાઇ પટેલના હસ્તે તા૦ ૯ માર્ચ ૧૯૩૧ ના દી ખુલ્લી મુકાયેલ છે અને જ્યાં એક જ છત્ર નીચે જુદા જુદા વેરીઆ દેશમાં બનતા સ્વદેશી માલ જેવા કેઃ—

સુ રાબાદના હાથે કાંતેલ હાથે વણેલ તેમજ મૈસુર અને મુંબઇની મીલોમાં બને શુદ્ધ રેશમી કાપડની તરેહવાર જાતો, સુરત અને બનારસી જરીમાલની છેલ્લાં છેલ્લી વસ્તુઓ, હિંદભરની મશહુર મીલોમાં બનેલ સુતરાઉ અને ગરકાપડ, તથા પ્રખ્યાત બનાવટોના ગ જીફરાક, મોજાં વિગેરે હોઝીયરી માલ, ભેટમાં સંગ્રહ કરવા લાયક સોના, ચાંદી અને મીનાકારી તેમજ સુખડ અને હાથીદાંતની મનમોહક અને આકર્ષક કારીગીરીવાળી ચીજો, જાતજાતની સુગંધવાળા જાણીતા કારખાનાના સાબુઓ અને તેલો તથા સલવરના (ટેબલના) પદાર્થો, સ્ટેશનરી, કટલરી, બુટ, શુઝ તથા લેટેસ્ટ ડીઝાઇનોનાં ચંપલ મુસાફરી માટેના બેગ વીગેરે ચામડાનો સામાન, ખાધાખોરાકીની વસ્તુ, ખાંડ, ચાહ, જાણીતી કુંપનીઓની બીસ્કીટો, પીપરમીંટ અને ચોકલેટ બાળશિક્ષણ માટે સ્વદેશી કીન્ડરગાર્ટનનો સામાન અને રમકડાં વિગેરે જથ્થાબંધ અને છુટકનો વેપાર કરે છે.

બહારગામના સ્વદેશીના વેપારીઓ અને માલ બનાવનારાઓએ વેપારી માહિતી માટે નીચેને સરનામે લખવું અથવા મળવું

સેક્રેટરી,

## મુંબઇ સ્વદેશી માર્કેટ બોર્ડ.

ટે. નં. ૨૫૯૨૫ કાલકાદેવી રોડ, મુંબઇ નં.

# આપણા મહાજનો

[ ભાગ પહેલો ]

લેખક :

શ્રી૦ મોક્ષવદનરાય એમ. દેસાઈ

કિંમત ૩-૮-૦

• મુદ્રક :
અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર
લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા
તા૦ ૧-૧૧-૧૯૪૦

મુખપૃષ્ઠ ચિત્ર
શ્રી જી. વ્હી ચાંદવડકર
"મુંબઇ સમાચાર" સ્ટાફ આર્ટિસ્ટ.

આવૃત્તિ પહેલી ] પ્રત ૧૫૦૦

: મળવાનું મુખ્ય ઠેકાણું :
એન. એમ. ત્રિપાઠીની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં. ૨

હિંદના રાષ્ટ્રિય ઔદ્યોગિક ક્ષેત્રને જેમના અકાળ
અવસાનથી સખ્ત ફટકો પડયો છે



સ્વ૦ શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ ગગલભાઈ

ના

પવિત્ર સ્મરણોમાં

**સપ્રેમ અર્પણ**

## ડૉ૦ પિટરની પ્રેમાશિષ

મ્હારા વ્હાલા મિત્ર મોક્ષવદનરાયનું " આપણા મહાજનો " (મનું બીજું પ્રકાશન ગુજરાતી જનતા સમક્ષ રજુ થાય છે એ જાણીને મને ઘણો હર્ષ થાય છે. મહદયી યત્નો માટે અભિનંદન.

ડાભોઈના પરમસ્નેહી
તથા
અમેરિકન લખીણ



ા. પિટર બોઇકે,
ડી સી.

માતૃભૂમિની રાજકીય, સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક તથા કેળવણીને લગતી સંસ્થાઓના મુખ્ય નાયકોના તથા તેમની લડતના અભ્યાસથી રાષ્ટ્ર પ્રત્યેના પ્રેમ અને માનમાં વૃદ્ધિ થાય છે, એ ખરેખર સત્ય છે.

આશા રાખું છું કે મારા વ્હાલા મિત્રે ઉઠાવેલી જહેમતની જનતા ભારે કદર કરશે. એમનું આ પ્રકાશન વર્તમાન તથા વિ જનતા સમક્ષ દર્પણ બની રહો.

આપનો વિશ્વાસુ,
પિટર બોઇકે.

ાઇ, તા૦ ૧૮-૧૦-૧૯૪૦

## પુસ્તકની ભિતરમાં

" આઝાદીના આશકો " પછી આ બીજું પ્રકાશન જનતા સમક્ષ રજુ કરતાં આનંદ અનુભવું છું. પ્રથમ સફળતાએજ બીજે માર્ગ મોકળો કર્યો.



શ્રી૦ મોક્ષવદન દેસાઇ

આ લેખાયલાં રેખાચિત્રોમાં ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છના રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, કેળવણીવિષયક અને સખાવતક્ષેત્રોમાં ફાળો આપનાર આગેવાનો અને કાર્યકરોનાં રેખાચિત્રોનો સમાવેશ થાય છે. પ્રથમ કેવળ " ગુજરાતના ઘડવૈયાઓ " એટલે કે પ્રથમ હરોળનાજ આગેવાનોનાં રેખાચિત્રો લખવાની ભાવના સેવેલી. પરંતુ કેટલાક મિત્રોની એવી ઇચ્છા હતી કે મારે કાર્યકરોનાં રેખાચિત્રો પણ લખવાં કે જેથી કરીને ગુજરાતી જનતાને તેમનો પરિચયનો લાભ મળી શકે. હું તેમની ઇચ્છાને આધિન થયો.

"આપણા મહાજનો"નો બીજો ભાગ બહાર પડતાં આ પ્રયાસ પૂર્ણ થશે. સર્વાંગ સુંદર બનાવવાની ઉમેદ સેવું છું.

આગેવાનો, શુભેચ્છકો અને મિત્રોના સહકાર માટે તેમનો ઋણી છું. સેવાભાવે આદરેલા કાર્યો અટકતાં નથી.

વર્તમાન અને ભાવિ પ્રજા સમક્ષ સેવાભાવી વ્યક્તિઓનાં જીવન અને કાર્યો માર્ગદર્શક બનો ' એજ ભાવના.

આ પ્રકાશનમાં સંદેશો આપનાર ડૉ૦ પિટર ઓછકે જો કે તેઓ જાણીતા છે તેમ છતાં પણ તેમના ગાઢ સંપર્કમાં આવ્યાથી તેમનો વધુ પરિચય કરાવીશ તો અસ્થાને નહિજ લેખાય.

ડૉ૦ પિટર ઓછકે પૂ. મહાત્માજીના પરમ સ્નેહી તથા એમની સમીપમાં રહી મહિનાઓ સુધી સેવાભાવે સારવાર કરનાર મહાન અમેરિકન તબીબ છે. અમેરિકામાં આવેલ સિનસિનેટિ ઓહાઇઓ ( Sincineti Obio ) ના તેઓ મૂળ વતની છે.

રામકૃષ્ણ મિશનવાળા સ્વામી પરમાનંદજીના પ્રથમ પરિચયમાં તેઓ આજથી વીશ વર્ષ પર આવ્યા હતા. એમના વેદાંતના ઉંડા તત્વજ્ઞાનની તથા ઉપદેશની અસર તેમના પર થઈ અને ત્યારથી વેદાંતના ઉપાસક- અને પ્રચારક બન્યા. અમેરિકામાં રામકૃષ્ણ મિશનના સ્થપાયનાં મથકોમાં અને તેના વિકાસમાં તેમનો મહત્વનો ફાળો છે.

હિંદની મહાન વ્યક્તિઓના પરિચયમાં આવતાં હિંદ પ્રત્યે તેમનો મોહ વધતો ગયો અને આખરે પોતાનું વતન અને કુટુંબ છોડી તેઓ ૧૯૩૩ ની સાલમા સ્વામી પરમાનંદ સાથે હિંદ આવ્યા. કેટલોક સમય હિંદમાં પર્યટનમાં ગાળ્યો અને ગરિબો તથા પિડીતોની તબીબી સારવાર કરી. તેઓ દવાદારૂની સારવારમાં

માનતા નથી. તેમની પદ્ધતિ "કાઇરોપ્રેક્ટીક" (Chiropractic) ના નામથી પ્રસિદ્ધ છે. તેમની માન્યતા પ્રમાણે દર્દોનો મૂળ ઉપાય કરાય છે અને તેજ દ્વારા ગમે તેવાં અસાધ્ય અને પુરાણાં દર્દો નિર્મૂળ બની શકે છે. મી૦ જે. સી. દાસ, મીસીસ બહેરામ એન. કરંન્યા, મી૦ માણેકલાલ ચુનીલાલ શાહ, મી૦ અમુલખ અમીચંદ તેમજ અન્ય સંખ્યાબંધ દરદીઓએ તેમની સારવારનો લાભ ઉઠાવ્યો છે. સૌ કોઇ તેમની "કાઇરોપ્રેક્ટીક" પદ્ધતિ પર પ્રશંસાનાં પુષ્પો વેરે છે.

કાઇરોપ્રેક્ટીક હેલ્થ ઇન્સ્ટીટ્યુટની પ્રથમ સ્થાપના તેમણે ૧૯૩૫ ની સાલમાં કલકત્તા ખાતે કરી. જેની વ્યવસ્થા અત્યારે ડૉ૦ એ. એમ. એલેકઝાંડર કરી રહ્યા છે. ડૉ. પિટરે પોતાની પદ્ધતિનો પ્રચાર કરવા ૧૯૪૦ ની સાલના જાન્યુઆરિ માસમાં સંસ્થાના બીજા મથકની સ્થાપના મુંબઇ ખાતે કરી. એક વર્ષના ટુંકા ગાળામાં તેમણે મેળવેલી સફળતા તેમની કુશળતાની પ્રતિતી છે. શ્રીમતિ સરોજીની નાયડુ ડૉ૦ કાલીદાસ નાગ, પ્રો. મોહેન્દ્રનાથ સરકાર, સર રાધાકૃષ્ણ, શ્રી૦ મહાદેવ દેશાઇ વિગેરે હિંદની મહાન વ્યક્તિઓના પરિચયમાં તેઓ આવ્યા છે; ધાડ સંપર્ક સેવ્યો છે.

ડૉ૦ પિટર માયાળુ તથા મમતાભર્યો સ્વભાવના છે. મારા પ્રત્યેની તેમની લાગણીઓ માટે હું તેમનો ઋણી છું. ગુજરાતી જનતાને એમનો પરિચય કરાવવાનો મને જે પ્રસંગ મળ્યો છે તે માટે મારી જાતને ભાગ્યશાળી માનું છું. એમની યોગ્યતાની પ્રશંસા કરતાં કદાચ વ્યક્તિ-પૂજાનું બીજું પ્રકરણ લખી દેવાય તે પહેલાં એ પ્રકરણ આટલેથીજ સમાપ્ત કરું છું અને તેમણે આપેલો સંદેશો મારા પ્રત્યેની તેમની શુભેચ્છાનેજ આભારી છે. હિંદ પ્રત્યેની તેમની મમતાનાં દર્શન જ્યારે તેઓ અમેરિકામાં

હતા ત્યારે તેમણે લખેલાં નિચે પ્રમાણેનાં કાવ્યો પરથી થઇ શકશેઃ—

## MOTHER INDIA

Dr. PETER BOIKE ( U. S. A. )

Oh Mother India
How tender art Thou
They Love Transcends all human Inequalities
Thy spirit encircles the universe
From the Bosom of thy breast
Flow infinite love and tenderness.
At they divine touch all doubts are dispelled
All sorrows turned to Joy
At thy glance of thy benign face
All are made pure and whole.
Oh, Mother, Oh Mother India,
I am thy helpless child eternally enslaved to the
Take me and make me thine own.

મોક્ષવદન દેસાઇ
મુંબઇ તા૦ ૧-૧૧-૧૯૪૦

# અનુક્રમણિકા

રેખાચિત્રો પૃષ્ઠ

રેખાચિત્રો | પૃષ્ઠ

| રેખાચિત્રો | પૃષ્ઠ |
|---|---|

## પૂજ્ય કસ્તુરબા

ભાગ્યશાળી ભારતવર્ષમાં યુગાંતરે એવી વિભૂતિઓ જન્મી જાય છે કે જેઓ જનતા સમક્ષ રાષ્ટ્રાભિમાન જનસેવા અને ચારિત્ર્યની પ્રેરણા પાનાર ચિરસ્થાયી પ્રતિમાઓ બની રહે છે. સત્યવાન અને સાવિત્રિ, નળ અને દમયંતિ હરિશ્ચંદ્ર અને તારામતિ તથા એવાં અન્ય યુગ્મોની ઐતિહાસિક કથાઓ તથા પુરાણોના શ્રવણથી આપણે પાવન થઇએ છિયે. બીજી જ ક્ષણે આપણી દૃષ્ટિ સમક્ષ પૂ. ગાંધીજી અને કસ્તુરબાનું પુણ્ય સ્વરૂપ મૂર્તિમંત બને છે. નવયુગને નવપુરાણની ભેટ આપનાર ગાંધી દંપતિએ દેશ, સમાજ અને સત્યને ખાતર શું સહન નથી કર્યું ?



એમણે ઘરબાર છોડયાં કુટુંબ, નાત અને ગામની માયા ત્યાગી, સુખ અને એશ-આરામને તિલાંજલિ આપી. આદર્શ આત્મબલિદાન.

અનેકવિધ યાતનાઓને એમણે સહર્ષ વધાવી લીધી. કારાવાસની કાળી દિવાલો પાછળ વર્ષો સુધી પુરાયાં. નોકરશાહીના દમનના તેઓ ભોગ બન્યાં. કેવળ સત્ય, દેશ અને માનવજાતના ઉદ્ધાર ખાતર. એમના માથે કારમા કાળચોઘડિયાંઓ વીતી ચૂકયાં. એનો સવિસ્તર ઇતિહાસ તો એમની યાતનાઓનો ભાર હળવો કરનાર એમનાં ઉન્હાં આંસુઓ જ જાણતાં હશે !

પતિપરાયણ શ્રી૦ કસ્તુરબાનો જન્મ ૧૮૬૯ ની સાલના એપ્રિલ માસમા પોરબદર ખાતે શ્રી૦ ગોકળદાસ મકનજીને ત્યા શ્રીમતિ વ્રજકુવરબાના પાવન પેટે થયો હતો એ જમાનામા કન્યા-કેળવણી ઓછી અપનાવાયેલ હોવાથી કન્યાને ઘરકામમા પાવરધી તથા નીતિવાન બનાવવા તરફ ખૂબ કાળજી રખાતી. માતાપિતા પાસેથી સસ્કાર, ધર્મ અને નીતિની પ્રેરણાનુ પાન કરી તેર વર્ષની ઉંમરે તેર વર્ષના ભરથારની ભાર્યા બનીને કસ્તુરબા સાસરે સિધાવ્યા પત્નીની નિરક્ષરતા પતિને સાલવા લાગી પતિ શિક્ષક બન્યા પત્નીને પડિતા બનાવવાના કોડ તો પૂરા ન થયા પરન્તુ સાધારણ જ્ઞાની તો અવસ્ય બનાવી શકયા

ગાધી દપતિનો ઘરસસાર મડાયો વહેમી વૃત્તિએ પતિવટ જમાવવાના પ્રયાસો થયા. તે સામે કસ્તુરબાએ લડતના મોરચા માડ્યા ઝઘડો વધ્યો અને પતિએ પત્નીને પિયેર વળાવી પત્નીની પવિત્રતાની પ્રતીતિ મળતા સમાધાન થયુ તૂટેલા દિલ પુન સધાયા

મહાત્માજી સાથે કસ્તુ બા આફ્રિકા ગયા, જ્યા દુખની ઝડીઓ વરસી જો કસ્તુ બા પાશ્ચાત્ય દેશમા જન્મ્યા હોત તો અવશ્ય તેમણે કદાચ મહાત્માજીથી છૂટાછેડા જ લીધા હોત! આર્ય કન્યાએ આર્ય સસ્કૃતિની દૂખ દિપાવી.

આફ્રિકાનુ મહાત્માજીનુ નિવાસસ્થાન એટલે જનતાનો જાહેર અખાડો કસ્તુરબાએ પરોણાઓનો સત્કાર કરવો તથા ચાકરી કરવી વગેરે ઘરની વ્યવસ્થા એવી વિચિત્ર હતી કે પેશાબ કરવા વાસણ રાખવુ પડતુ. પચમા પુરુષના પેશાબનુ વાસણ ઉચકતા કસ્તુ બાને કમકમા છૂટ્યા, મહાત્માજીએ એ જોયુ અને ગુસ્સે થયા, હાથ પકડી કસ્તુરબાને ઘરની બહાર કાઢ્યા છતા સહનશીલતા ન છોડતા તેઓ શાત રહ્યા, ઝઘડાના અનેક પ્રસગો બનતા પરન્તુ તેઓ પતિભક્તિ ન છોડતા

આફ્રિકાના હિંદીઓ માટે માનવતાના અધિકારો મેળવવા સફળ સંગ્રામ ખેલી મહાત્માજી હિંદ આવવા તૈયાર થયા. અનેક સ્થળોએ માનપત્રોના મેળાવડાઓ થયા. સોના, ચાંદી તથા ઝવેરાતોની ભેટો મળી. કસ્તુરબાએ પોતે ઉઠાવેલી જહેમતનો હિસ્સો માંગ્યો. કસ્તુરબાની વ્યાજબી માંગણીની કદર કરવા છતાં સેવાના બદલામાં મળેલી ભેટોનો જાતે ઉપભોગ ન કરતાં જનસેવા માટે મહાત્માજીએ તેનું જાહેર ફંડ બનાવ્યું. કસ્તુરબા ડસડસી રહ્યાં; પતિની ઈચ્છાને આધિન થયાં.

" ખ્રિસ્તિ ધર્મની રૂએ થયેલાં લગ્નો વિધિસર તથા હિંદુ વિધિના લગ્ન અવિધિસરના " એવા સરકારની ઉશ્કેરણીથી વડી અદાલતે આપેલા ચુકાદા સામે આફ્રિકા ખાતે કસ્તુરબાએ ચાર સત્યાગ્રહી સ્ત્રીઓ સાથે સત્યાગ્રહ આદર્યો; પ્રતિજ્ઞા પ્રમાણે જેલમાં ફળાહાર પૂરો ન પાડવા માટે ઉપવાસ આદર્યો. સત્યાગ્રહીની સત્યાગ્રહી પત્નીને સફળતા મળી. આ ઉપરાંત આફ્રિકા ખાતેની મહાત્માજીની પ્રત્યેક લડતોમાં અને પ્રવૃત્તિઓમાં કસ્તુરબાએ ફાળો આપ્યો છે અને તેમ કરવામાં આકરી શિક્ષાઓ અને અપમાનો સહ્યાં છે. પતિના દુઃખના સમયમાં સુખનો પડછાયો કદિયે લીધો નથી.

૧૯૧૫ માં સાબરમતિના તીરે મહાત્માજીએ આશ્રમ નાખ્યો. એ આશ્રમના આત્મા તે કસ્તુરબા. એમના પુનિત હસ્તે આશ્રમ વ્યવસ્થા અને સાફસુફી પામતો, મહેમાનો સ્વાગત પામતા, આશ્રમવાસીઓ માવજત તથા હરિજનો આશ્વાસન પામતા. વાચા મિથ્યા : કર્તવ્ય ધર્મ.

હિંદની સ્વદેશી ખાદી, હરિજન, દારૂનિષેધ, કેળવણી, સ્ત્રીશિક્ષણ, સમાજસુધારણા, ગ્રામ્યોદ્યોગ વિગેરે રાષ્ટ્રહિતની અનેક પ્રવૃત્તિઓમાં અને લડતોમાં તેઓ મોખરે રહેતાં આવ્યાં છે.

જેલયાત્રાની પ્રસાદી મેળવી છે. રાજકોટના છેલ્લા સંગ્રામમાં જનતાના દુઃખો સાંભળીને રાજસ્થાની પ્રજાની વ્હારે ધાયાં; વૃદ્ધાવસ્થા અને નાદુરસ્ત તબીઅતની પરવા ન કરી. રાજકોટની જેલનાં મહેમાન બન્યાં. દેશના સુખે સુખી અને દુઃખે દુઃખી કસ્તુરબા.

ગોઝારી જેલની દિવાલો પાછળ કપરાં કષ્ટો ખમતા મહાત્માજીની વેદનાઓનો વિચાર કરતાં વિયોગી કસ્તુરબાને કેટલું દુઃખ થયું હશે ! આફ્રિકામાં ગોરા 'ગુંડાઓ' એ મહાત્માજી પર કરેલા કરપીણ હુમલાથી એમને કેટલો આઘાત થયો હશે ! ઉપવાસ દરમ્યાન ભયંકર માંદગીના ભોગ બનેલા મહાત્માજીના કરુણ ચિતાર પર દૃષ્ટિપાત કરતાં સ્વ. સ્વરૂપરાણી નહેરૂ ચીસ પાડીને ઢળી પડયા હતાં, એવા સમયમાં કસ્તુરબાનું દિલ કેટલું કકળી ઉઠ્યું હશે ! કેવળ એ કલ્પનાથી જ આપણી લાગણીઓ ઉભરાઈ આવે છે; આપણા રોમેરોમ ઝણઝણી ઉઠે છે.

સહનશીલતાની દેવી સમાં ભારતવર્ષનાં જગદંબા પૂ. કસ્તુરબાનું જીવન ભારતની ભાર્યાઓ સમક્ષ આદર્શ પ્રેરણા રૂપ બની રહો. એજ પ્રાર્થના !

---

## પૂજ્ય મહાત્માજી

**મુ**ઠ્ઠીભર હાડકાંની બનેલી કાયા પર જીર્ણ દેહ ટકાવી રાખનાર પૂ. મહાત્માજીના ગળે ગુલામી અને ગરીબીમાં સબડતી ભારતવર્ષની પાંત્રિશ કરોડ પ્રજાનો પ્રશ્ન વિંટળાયેલો છે.

એમણે જીવન અને મરણના પડ વચ્ચે પીસાતા અર્ધભૂખ્યા તથા અર્ધનગ્ન મજૂરો, ખેડૂતો અને કંગાલોને શાંતિભર્યો રોટલો અપાવવો છે. કેવળ પવિત્ર સૂતરને તાંતણે રામરાજ્ય સમું સ્વરાજ્ય સર્જવું છે. સૈકાઓથી અસ્પૃશ્યતાના અંગાર હેઠળ બળીને ભસ્મ થતા હરિજનોને ઉગારવા છે. કોમીવાદમાં છિન્નભિન્ન થતા દેશબાંધવોમાં પ્રેમ, વિશ્વાસ અને એકતા સ્થાપવાં છે. વિદેશ વહી જતી ધનગંગાને અટકાવવા જનતાને સ્વાશ્રયી અને ઉદ્યમી બનાવવી છે. અજ્ઞાનતાના ગોઝારા અંધકારમાં અવળા માર્ગે કૂટાતી જનતાને ઉગારવી છે, પૃથ્વીપટપર સત્ય, અહિંસા અને પ્રેમનું સામ્રાજ્ય સ્થાપવું છે.



એ સરસુખત્યારશિરોમણીના કરકમળમાં–આંધિમાંથી મુક્તિ-માર્ગ દર્શાવવા રાષ્ટ્રનું સુકાન સોંપાયું છે.

આધુનિક આર્યાવર્તના સરજનહાર એ મોહનદાસ કરમચંદ ગાંધીનો જન્મ ઈ. સ. ૧૮૬૯ના ઑક્ટોબર માસની બીજી તારીખે

પોરબંદર ખાતે થયેલો. રાજકોટ, પોરબંદર તથા વિલાયતમાં વિદ્યાર્થીજીવન વ્યતિત થયું પરંતુ તે ઉંચી આશાઓ આપનારૂં ન હતું, બલ્કે સોબતીદોષના કારણે–માંસાહાર, બીડી, ચોરી વિગેરે લાલસાઓ–બદિઓથી રંગાયેલું હતું. આમ છતાં એમના હૃદયના ઉંડાણમાં સત્ય અને રાષ્ટ્રપ્રેમ તરફ આકર્ષણ હતું. એ એમના વિદ્યાર્થી-જીવનની વિશિષ્ટતા.

, તેર વર્ષની બાળવયે કસ્તુરબા સાથે એમનાં લગ્ન થયાં. પતિપત્ની વચ્ચે ઝઘડા જામતા પરંતુ ઉભયનાં પ્રેમ અને લાગણી અખંડિત રહેતાં. ઇ. સ. ૧૮૯૧ માં પાશ્ચાત્ય પવનની તથા અઢળક ધન કમાઈ બેસવાની ખુમારી સાથે તેઓ બૅરિસ્ટર બની હિંદ આવ્યા પરંતુ ધંધામાં નિષ્ફળતા સાંપડી. આશાના મિનારા તૂટી પડયા.

નિરાશાના ઘેરાં વાદળોમાંથી એકાએક આશાનું કિરણ પ્રકટયું અને આફ્રિકાના મશહુર વ્યાપારી મી૦ અબદુલ કરીમનો કેસ એમને મળ્યો. મહાત્માજી આફ્રિકા ગયા. હિંદીઓ પર ગુજ-રતા અમાનુષી અત્યાચારો એમને નજરે નિહાળ્યા–અનુભવ્યા. આત્મા અકળાયો અને લડત ચલાવી. પરિણામે પશુની જેમ રિબાતા હિંદીઓને માનવતાના અધિકારો સાંપડયા. એમની આત્મ-વિશ્વાસ, રાષ્ટ્રબંધુત્વ, સ્વદેશાભિમાન અને સ્વમાનની લાગણી વધુ દ્રઢ બની. ગોરા " ગુંડાઓ " પોતાનાં કાળાં કૃત્યોથી લજ-વાયા. વિજયી મહાત્માજી હિંદ પધાર્યા. ૧૯૧૫ માં અમદાવાદ ખાતે સાબરમતિ તીરે આશ્રમ સ્થાપ્યો. ચંપારણ્ય તથા ખેડા જીલ્લા સત્યાગ્રહમાં યશસ્વી નિવડયા.

બોઅર તથા વિશ્વયુદ્ધ તેમજ ઝુલુ બળવામાં હિંદીઓએ આપેલા અણમોલ સહકાર અને બલિદાનોના બદલામાં બ્રિટિશ તાજે હિંદીઓને રાૅલેટ કાયદાની ભેટ આપી. હિંદે તેનો મજબુર

સામનો કર્યો. મહાત્માજીએ દેશની આગેવાની લીધી. લડતનો વ્યુહ બદલ્યો. સત્યાગ્રહ અને અસહકારના અહિંસક ચક્રો ગતિમાન કર્યાં. રાષ્ટ્રપ્રેમી લાખો નરનારીઓએ કેસરીયા કર્યા ત્યારે રાષ્ટ્રની જાગૃતિના જ્વાળાને ક્રુરતાથી દાબી દેવા નિર્દોષ પ્રજા પર ઠેરઠેર ગોળાઓ વરસાવવામાં આવી. જારશાહીનુ હિંદમાં પુનરાવર્તન થયું. એ હત્યાકાંડની તપાસે જતા મહાત્માજી ગીરફતાર થયા. ઈ. સ. ૧૯૨૧' માં અસહકારની ચળવળ ઉપડી. જનતામા ચૈતન્ય આવ્યું પરંતુ ચૌરીચોરાના દુઃખદ બનાવથી તે મોકુફ રહી. જનતાને લડત લડવાની તાલીમ મળી. ૧૯૨૪ માં માંદગીના કારણે જેલમાંથી છૂટકારો મળતાં રાષ્ટ્રપતિનો કાંટાળો તાજ એમના મસ્તકે આરોપાયો.

એમના આત્મભોગ, સાદાઈ, સહનશીલતા, તથા સાધુતાએ

હિંદી પ્રજાનાં હૃદય જીતી લીધાં. જનતાએ એમને "મહાત્માજી"ના પુનિત શબ્દે નવાજ્યા. ભારતવર્ષની પરાધીનતા અને દરિદ્રતા એમના દિદારમાં દૃષ્ટિગોચર થાય છે.

૧૯૩૦ માં પુનઃ સત્યાગ્રહનો જંગ મંડાયો. અચલિત મનાતા બ્રિટિશ સલ્તનતના પાયા ડગમગ્યા. પરંતુ અફસોસ ! જનતાની કમજોરી, આગેવાનોની ધરપકડ અને અસહ્ય દમનના કારણે સંગ્રામ બંધ પડયો. ગાંધી-ઇરવિન કરાર થયા. ગોળમેજી પરિષદે મહાત્માજીના હાથ ધોવરાવ્યા. ૧૯૩૫ માં રાજકીય ક્ષેત્રમાંથી એમણે સંન્યાસ લીધો. છતાં કટોકટીના પ્રસંગોએ એમની દોરવણીનો લાભ મહાસભાને મળતો રહ્યો છે. તેમની જ પ્રેરણા-માર્ગસૂચનથી હોદ્દા સ્વિકારાયા હતા. દોઢસો વર્ષોના અમલ દરમ્યાન બ્રિટિશ સલ્તનત જ્યાં નિષ્ફળ નિવડી ત્યાં મહાસભા ફત્તેહમંદ બની. આકરા મહાસભાવાદી પ્રાંતોની સરકારોની કાર્યદક્ષતાની મુક્તકંઠે પ્રશંસા થઇ. સવાબે વર્ષના અમલ બાદ ૧૯૩૯ ના ઑક્ટોબર માસની ૩૧ મી તારીખે મહાસભાવાદી પ્રધાનોએ યુરોપમાં ફાટેલા યુદ્ધની બ્રિટિશ નેમ જાહેર કરવાના બ્રિટને કરેલા અખાડાના કારણે રાજીનામાં આપ્યાં.

રાજકોટની જનતાના જવાબદાર રાજતંત્રની લડતમાં થયેલા વિજય પછીથી પીઠ પાછળ મારવામાં આવેલા ઘા સામે ન્યાયની માગણી માટે મહાત્માજીએ અગાઉ હરિજનો તથા હિંદુ-મુસ્લિમ એકતા માટે જેમ પોતાની જાતને ઉપવાસ આદરી એરણ પર મૂકી હતી તેમ તેમણે આ પ્રસંગે પણ કર્યું. ખુદ વાઇસરૉયને પોતાનો પ્રવાસ રદ કરી દિલ્હી પાછા ફરવું પડયું અને તેમની દરમ્યાનગીરીથી મહાત્માજીએ ઉપવાસ છોડયા. હિંદની વડી અદાલતમાં મહાત્માજીનો વિજય થયો પરંતુ સ્વ. વીરાવાળાની મેલી મુત્સદ્દીગીરીના પરિણામે વચનભંગી ગજા વચનભંગી જ રહ્યા ! સમસ્ત ભારતવર્ષની આઝાદીના પ્રશ્નમાં રાજસ્થાનોની ગુલામીનો ઉકેલ આમ એળે ગયો.

પુનઃ હિંદના સ્વાતંત્ર્યયજ્ઞના ભણકારાઓ ચોમેર ગાજી રહ્યા છે. કાળા કાવાદાવાભરી નીતિનો ત્યાગ કરીને હિંદને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવા બ્રિટનને, કોમી એકતા સ્થાપવા હિંદુ-મુસ્લિમોને અને સમયસર ચેતીને પ્રજાને અધિકારો આપવા દેશી રાજાઓને મહાત્માજીએ ચેતવણી આપી દીધી છે. સમગ્ર વિશ્વની દષ્ટિ આજે મહાત્માજી પ્રતિ ઠરી છે. કયી પળે મહાત્માજી કયો માર્ગ અખત્યાર કરશે એ એક કોયડો બની રહ્યો છે !

હિંદની આઝાદીના સોણલાં સિદ્ધ કરવા ભારતવર્ષના ભાગ્યવિધાતા મહાત્માજી ભાગ્યશાળી બનો. ચક્રવર્તી મહાત્માજી !

## સરદાર શ્રી૦ વલ્લભભાઇ

સરદાર શ્રી૦ વલ્લભભાઇ પટેલ એટલે રાષ્ટ્રિય દળના વડા સેનાપતિ. એમના હાથે અનેક સફળ સંગ્રામો ખેલાયા છે. તેઓ જો આલમના કોઇ આઝાદ મુલકમાં જન્મ્યા હોત અને ત્યાં મોતને મુઠ્ઠીમાં રાખી ગુલામ હિંદની જેમ દુશ્મનો સામે લડ્યા હોત તો દુનિયાના ચુનંદા સેનાપતિઓની હરોળમાં એમનું સ્થાન મોખરે હોત. એમના ચ્હેરાની સપ્ત રેખાઓ અને દ્રઢતાની પ્રતિમા સમુ વ્યક્તિત્વ એમની યોગ્યતાની પ્રતીતિ કરાવે છે.



રાષ્ટ્રદ્રોહ, કુસંપ અને છપ્પોની આગમાં બળીને ખાક થતાં આર્યાવર્તના બુદ્ધિશાળી તથા રાજનીતિજ્ઞ રાષ્ટ્રનાયકો કમનશીબ ગુલામ હિંદને બદલે કોઇ સ્વતંત્ર રાષ્ટ્રમાં જન્મ્યા હોત તો વિશ્વભરમાં તેમણે સર્વોપરિતા સંપાદન કરી હોત.

૧૮૫૭ની સાલના બળવામાં સંડોવાયેલા બળવાખોર શ્રી૦ ઝવેરભાઇ પટેલના સવાયા બળવાખોર પુત્ર તે સરદાર શ્રી૦ વલ્લભભાઇ પટેલ. એમનો જન્મ ૧૮૭૬માં નડિયાદ ખાતે થયેલો. એમનું મૂળ વતન કરમસદ. એ જમાનાની ગ્રામ્યશાળા એટલે શહેરના ઢોરના તબેલાથી પણ બદતર. આવી શાળામાં એમનાં શિક્ષણનાં મંગળાચરણ થયેલાં. બાળવયમાં એઓ એવા તોફાની હતા કે ચાલતા બળદનાં પૂછડાં આમળે. ગામના છોકરાઓ મુંજે અને એમને માસ્તરના મારની ધમકી આપે પણ એઓ શેના ગણકારે ! પરિણામે એમને

ત્રણ ચાર ગામની શાળાઓ બદલવી પડેલી. વિદ્યાર્થી જીવનમાં વિદ્યાર્થીઓના પણ તેઓ સરદાર બન્યા હતા. એક વેળાએ વિદ્યાર્થીઓની આગેવાની લઈ હડતાળ પડાવી શિક્ષકોને નમાવેલા.

મેટ્રિક પસાર કરી " જીલ્લા વકીલ "ની પરિક્ષા આપી અને તેમાં સફળ થયા. ગોધરામાં વકીલાત શરૂ કરી. મૂખ્યત્વે કરીને તેમને ફોજદારી દાવા જ મળતા. સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ પણ આ અરસામાં ગોધરા ખાતે જ વકીલાત કરતા હતા. બન્ને પટેલ બિરાદરો જ્યારે દાવામાં સામસામા પક્ષના વકીલ તરીકે ન્યાયમંદિરમાં ખડા થતા ત્યારે માણસોની મેદની જામતી. ખુદ ન્યાયાધિશ પણ પોતાપણું ભૂલીને સામાન્ય પ્રેક્ષકની જેમ ઉભયની દલીલો સાંભળવાનો આનંદ અનુભવતા એમની કીર્તિ સારાય મુંબઈ ઇલાકામાં પ્રસરી. બંને ભાઇઓ બાહોશ ધારાશાસ્ત્રી તરિકે પંકાયા.

શ્રી૰ વલ્લભભાઇએ સારો પૈસો પેદા કર્યો. એમને બૅરિસ્ટર બનવાની મહત્વાકાંક્ષા જાગી, અને " વી. જે. પટેલ "ના નામનો પાસપોર્ટ મંગાવ્યો. " વી. જે. પટેલ " એટલે વિઠ્ઠલભાઇ પટેલ પણ થાય. વિઠ્ઠલભાઈ પટેલ એટલે મસાલાની ગરમાગરમ લાપસી જેવા એમને પાસપોર્ટની ખબર પડી અને શ્રી. વલ્લભભાઇ પાસે પહોંચ્યા. એમને સમજાવવા મંડયા અને કહ્યું: " વલ્લભભાઇ ! મને વિલાયત જવા દે. હું મોટો ભાઇ કહેવાઉં. હું બૅરિસ્ટર ન બનુ અને તું પહેલો જાય તેના કરતાં હું પહેલો જાઉં તેમાં જ આપણા ઘરની આબરૂ. તું મારી પછી જાય તેમાં તારી, મારી અને આપણા કુટુંબની આબરૂ અને માન પણ વધે."

સ્વ. વિઠ્ઠલભાઇની વાતો શ્રી૰ વલ્લભભાઇના ગળે ઉતરી. તેઓ શ્રી૰ વલ્લભભાઈના જ પાસપોર્ટ અને પૈસે વિલાયત બૅરિસ્ટર થવા ઉપડી ગયા. ત્યાર પછી શ્રી૰ વલ્લભભાઇ પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે બૅરિસ્ટરની પરિક્ષામાં પાસ થઈ આવ્યા અને અમદાવાદમાં ધમધોકાર વકીલાત જમાવી.

વર્ષ બે વર્ષ ભાગ્યે જ થયાં હશે ત્યાં તો મહાત્માજી આફ્રિકાથી અમદાવાદ આવ્યા અને સાબરમતિના તીરે આશ્રમ સ્થાપ્યો. પ્રથમ તો બીજાઓની જેમ વલ્લભભાઇએ પણ મહાત્માજીના સિદ્ધાંતો અને કાર્યોની ઠેકડી ઉડાવી પરંતુ ગોધરા ખાતે ભરાયેલી ગુજરાત રાજકીય પરિષદની બેઠકના પ્રસંગથી તેઓ વધુ ગાઢ સંબંધમાં આવ્યા. ૧૯૧૭ માં ધિકતા ધંધાને લાત મારી રાષ્ટ્રસેવામાં જીવનને સમર્પણ કર્યું. આદર્શ ત્યાગ.

ખેડા જીલ્લાના ખેડુતોની નાકરની લડતમાં, નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહમાં અને બોરસદ, બારડોલીની લડતમાં સરકાર સામે માથું ઉંચક્યું. આ લડતોમાં એમને સફળતા સાંપડી. છેલ્લી લડતના વિજયે એમને " સરદાર " બનાવ્યા. ગુજરાત વિદ્યાપીઠ અને ગુજરાત રેલસંકટ ફંડમાં જનતા પાસે મોટી રકમો મેળવી. રેલસંકટમાં સરકાર પાસે કરોડ રૂપીઆ ઉપરાંતની રકમ કઢાવી અને એ રકમનો ઉપયોગ પ્રાંતિક મહાસભા સમિતિદ્વારા જ થયો.

૧૯૩૦ ના સત્યાગ્રહયજ્ઞમાં એમનું પ્રથમ બળિદાન લેવાયું. રાસ ખાતે ફીતુરી ભાષણ કરવાના આરોપસર એ ચળવળમાં પ્રથમ એમની ધરપકડ થઈ. જેલમાં પંદર રતલ વજન ઘટવા છતાં જેલમુક્તિ મળતાં રાષ્ટ્રપતિનો કાંટાળો તાજ એમણે સ્વિકાર્યો અને હસતે મોઢે પુનઃ જેલજાત્રાએ સિધાવ્યા. પોતાના સગાભાઇ સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના મૃતદેહની અંતિમક્રિયા કરવા દેવા સરકારે એમને શરતી છૂટકારાની ઑફર કરી પણ એમણે તેનો અસ્વિકાર કર્યો. છેવટે પુના કરારથી એમનો છૂટકારો થયો.

૧૯૩૪ માં ધારાસભાઓ કબજે કરવાની ઝુંબેશ જાગી. દેશભરમાં એમણે પર્યટન કરીને ભારે પ્રચારકાર્ય કર્યું. ચુંટણીજંગના મથકોનું નિરિક્ષણ કરવા તેઓ મુંબઇ પાછા ફર્યા.

" આપ ચુંટણીજંગમાં મહાસભાના વિજય માટે શો અભિપ્રાય ધરાવો છો. " મેં સરદારશ્રીને સામાન્ય પ્રશ્ન પૂછયો.

" અત્યારે કહેવુ કવખતનુ. " સરદારશ્રીની મુખમુદ્રા પર સેનાપતિને છાજે તેવી રેખાઓ ફરી વળી.

" મહાસભાના પ્રચાર પછી સફળતા માટે શકા હોઈ શકે ? " એ પ્રશ્ન ઉનટા યે।

" પરિણામ આવે ત્યારે માનમ પડે. " સરદારશ્રીએ હાથના દૃઢાભિનય સહિત જવાબ વાળ્યો

" ચોક્કસ જવાબ આપી મુત્સદ્દીઓ સાણસામા સપડાતા નથી " અર્થસૂચક વાકય મ્હારા મોમાથી સરી પડયુ અને સરદાર હસી પડયા

સાચો સેનાપતિ હમેશા વિજયની અતિમ નોબતો ગગડયા વિના પરિણામની જાહેરાત કરતો નથી આખરે હિંદના અગિયાર પ્રાતો-માથી આઠ પ્રાતોમા મહાસભાનો વિજયધ્વજ ફરકયો અને મહા-સભાવાદી પ્રધાન મડળો સત્તાપર આવ્યા સરદારશ્રીએ ભારે વિરોધી વાદળો વચ્ચે તેનુ બુદ્ધિપૂર્વક સચાલન કર્યું. એમના પર હિંદ અને ખુદ ઇગ્લાડમા પણ પ્રશસાના પુષ્પો વેરાયા.

પહેલેથી એમને કાવત્રાની ગધ આવવા છતા તેઓ પોતાની જાતને મોતના મ્હોમા મૂકતા અચકાતા નથી. કેટલાક દેશી રાજ્યોમા એમની સામે પડયત્ર રચાયા અને ન છાજતા હુમલા કરવાના પ્રયાસો થયા, પરતુ વિરોધીઓની નેમ પાર પડી શકી નહિ એ વિરોધીઓ પણ જ્યારે પોતાનુ ભાન ઠેકાણે આવશે ત્યારે પોતાની ભૂલો માટે પશ્ચાત્તાપ કરી પોતાના પાપોનુ અવશ્ય પ્રાયશ્ચિત્ત કરશે.

રાષ્ટ્રહિતના ખાતર કડવા ઘુટડા ગળે ઉતારવામા તેઓ જીવ-નનુ સાર્થક માને છે વૃદ્ધાવસ્થાના આરે પુગવા છતા લોખડી સેનાપતિની જેમ ગમે એવા કપરા સજોગોમા પણ વિજય કે મૃત્યુનો સોદો કરવામા તેઓ પોતાનુ કર્તવ્ય સમજે છે.

સરદાર ! આઝાદ આર્યાવર્તના સરદાર બનો એ જ અભિલાષા !

## શ્રી૦ મુનશીજી

ઘણા માણસો મહાન બને છે પરંતુ તેમની મહત્તા મર્યાદિત ક્ષેત્રમાં જ. જ્યારે શ્રી૦ મુનશીજીના જીવનની વિશિષ્ટતા એ છે કે તેઓ નિરનિરાળાં ક્ષેત્રોમાં અગ્રસ્થાન ભોગવે છે આમ અનેકવિધ પ્રવૃત્તિઓના બોજાથી લદાયલું એમનું નાજુક શરીર અશક્ત દીસે છે પરંતુ સેવાભાવના અને તે પાછળ વહેતો ધગશનો પ્રવાહ એમને સશક્ત બનાવે છે.



શ્રી૦ કનૈયાલાલ માણેકલાલ મુનશીનો જન્મ ૧૮૮૭ ની સાલના ડિસેંબર માસની ૨૯ મી તારિખે ભરૂચ મુકામે મુત્સદ્દી, પ્રભાવશાળી તથા બાહોશ માતાપિતાના પેટે થયેલો. ભરૂચ, વડોદરા તથા મુંબઇ ખાતે કેળવણી લઇ ૧૯૧૩ માં ઍડવોકેટ બન્યા. વિદ્યાર્થીજીવન ઉજ્જ્વળ આશાઓ આપતું હતું; સાથેના વિદ્યાર્થીઓ કરતાં એમનો જ્ઞાનભંડાર હરહંમેશ વધુ પ્રમાણમાં રહેતો; આચાર્યો પણ અંજાતા. સત્તર–અઢાર વર્ષની ઉંમરે સામાજીક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ભરૂચમાં એ જ વર્ષે દાદાભાઇ પુસ્તકાલય સ્થાપ્યું. વિદ્યાર્થીઓને મદદરૂપ થવા પ્રવૃત્તિ હાથ ધરી તથા ખુદ પોતાની જ્ઞાતિના ઉત્કર્ષનો પ્રશ્ન હાથ ધર્યો. ૧૯૦૬ માં બંગભંગની ચળવળથી એમનાં જીવનમાં રાષ્ટ્રિય ભાવનાનાં બીજ રોપાયાં. ૧૯૧૦ માં મહાસભાના સભ્ય બન્યા અને રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમાં ભાગ

લેવા લાગ્યા. વિદ્યાર્થીજીવનમાંથી રાષ્ટ્ર અને સમાજસેવાનો ભેખ ધારણ કર્યો.

જીવનની શરૂઆતમાં અન્ય વકીલોની જેમ એમને કેટલીક મુસ્કેલીઓનો સામનો કરવો પડયો. કુશળ બુદ્ધિએ માર્ગ સરળ કર્યો અને શ્રી૦ ભૂલાભાઇ દેશાઇનો સાથ મેળવ્યો. બાહોશ ધારાશાસ્ત્રી અને મુત્સદ્દી રાજદ્વારીના સમાગમે એમની શક્તિને વધુ ઓપ મળ્યો.

ટુંક સમયમાં લાગવગભર્યું ક્ષેત્ર જમાવ્યું. કીર્તિ અને ધન સંપાદન કર્યાં. પાશ્ચાત્ય ધારાશાસ્ત્રીની જેમ સચોટ અને મહત્વના મુદ્દાઓ કુનેહપૂર્વક રજુ કરવાની એમની ઢબ પર ન્યાયાધિશો પણ ખુશ થતા. ઝડપભેર શ્રી૦ મુનશીજી પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રીઓની હરોળમાં આવી ઉભા.

રાજકીય, સામાજીક, કેળવણી, સાહિત્ય, વિગેરે ક્ષેત્રોમાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે. આવી શક્તિશાળી વ્યક્તિઓને જન્માવનાર ગૌરવવંતી ગુર્જર ભૂમિની કૂખ ઉજ્જ્વળ પુત્રોથી ઉજળી રહી છે.

હોમરૂલ લીગની ચળવળમાં, બારડોલી સત્યાગ્રહને સફળ બનાવવાના યતનમાં તથા ગત ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની લડતમાં એમનો ફાળો યશસ્વી હતો. સ્વાર્થત્યાગી બનીને આઝાદીના ચઢતા પૂરમાં પતિપત્નીએ પડતું મૂક્યું. હસતે ચહેરે આકરી સજાઓ અપનાવી. શ્રીમતિ લીલાવતી મુનશી સાથે આંતરજ્ઞાતિય સુધારક લગ્ન ૧૯૨૬માં થયેલાં. આ દંપતિની સેવાઓ હિંદના ઇતિહાસમાં અને ખાસ કરીને મુંબઇ ઇલાકામાં અમર રહેશે.

મહાસભાએ ઓહ્દાઓ સ્વિકાર્યા અને ૧૯૩૭ માં નવું બંધારણ અમલમાં આવ્યું. મહાસભાએ એમની સેવાઓની કદર કરી અને ઇલાકાની વ્યવસ્થાની લગામ એમના હાથમાં મુકાઇ. શ્રી૦ મુનશીજી નામદાર ગૃહસચિવ બન્યા. બ્રિટિશ સલ્તનતના ગોરા અમલદારોને શરમાવે એવી રીતે એમણે કારભાર ચલાવ્યો. કોમી





કરોડની કાંગરા વચ્ચેની ખૂલ્લી જગ્યા જેમાંથી જ્ઞાનતંતુઓ પસાર થાય છે તે બતાવવામાં આવ્યું છે.

હુલ્લડો જે સરકાર અગાઉ મહિનાઓ સુધી દાબી ન શકી તે એમણે કલાકોમાં દબાવ્યાં. દારૂબધી જેને પીઠ પાછળથી ઘા પડ્યો છે તેને ઇલાકાભરમાં સફળતાપૂર્વક અમલમાં મૂકી. લાખો ગરિબોના આશિર્વાદ મેળવ્યા.

રાજકીય ક્ષેત્રોએ એમને સાહિત્યક્ષેત્રોમાંથી ચોરી લીધા છે. ગુજરાતીઓ હજી એમના વધુ સાહિત્યસર્જનોના પાન કરવા તલસે છે.

સિંધના ગુજરાતીઓના હિતરક્ષણ માટેની તાજેતરની લડતમાં શ્રી. મુનશીજીએ યશસ્વી દરમ્યાનગીરી કરી ત્યાંના ગુજરાતીઓને રાહત અપાવી છે.

ના. વાઇસરૉયના આમંત્રણને અંગે તેમને મુંબઈ ખાતે મળીને હિંદની પરિસ્થિતિ તથા માંગણીઓ તેમની સમક્ષ રજુ કરી છે.

એમની બુદ્ધિ અને શક્તિનો દેશને વધુ લાભ મળો.

## શ્રીમતિ લીલાવતી મુનશી

ઘરની ચાર દિવાલો વચ્ચે જકડાઇ રહેલી સ્ત્રી-શક્તિને પ્રગતિને પંથે વાળનાર પૂ. મહાત્માજીનું હિંદનું મહિલા જગત ઋણી રહેશે. એમણે સ્ત્રી-શકિતને પુનર્જીવન આપ્યું, સમાજના ક્રૂર બંધનોમાંથી મુકત કરી અને નિર્ભય બનાવી. ગત મુકિતસંગ્રામ એની પ્રતીતિ. અબળાઓ ત્યારે સબળા બની...... અને આઝાદીયજ્ઞમાં પડતું મૂકયું.



એમાંના એક તે શ્રીમતિ લીલાવતી મુનશી. એમનો જન્મ ૧૮૯૯ ની સાલમાં વીશા શ્રીમાળી જૈન કોમમાં ખાનદાન અને વેપારી કુટુંબમાં થયેલો. પ્રથમ લગ્ન અમદાવાદના મીલ એજંટ સ્વ. શેઠશ્રી લાલભાઇ ત્રિકમલાલ સાથે થયેલાં. એમના અવસાન બાદ શ્રીમતિ લીલાવતી ભાર્ગવ બ્રાહ્મણ જ્ઞાતિના બાહોશ ધારાશાસ્ત્રી, રાષ્ટ્રિય આગેવાન તથા સાહિત્ય-સમ્રાટ મુંબઇના માજી ગૃહસચિવ શ્રી૦ મુનશીજી સાથે ૧૯૨૬ માં પરણ્યા. આ આંતરજ્ઞાતિય લગ્નથી સમાજમાં ભારે ઉહાપોહ મચેલો.

શ્રી૦ મુનશીજી સાથેના લગ્ન પછી એમનું કાર્યક્ષેત્ર વિશાળ બન્યું. દબાઇ રહેલી શકિતને વધુ વિકાસ સાંપડયો. "તિલક સ્વરાજ ફંડ" થી એમના રાજકીય જીવનની શુભ શરૂઆત થઈ. ૧૯૩૦ ના મુકિતસંગ્રામમાં ઝુકાવ્યું અને હસતે મ્હોંરે આકરી સજાઓ અપનાવી.

સ્વદેશી પ્રચારમાં આત્મા રેડીને કાર્ય ઉપાડયું. સ્વદેશી મારકીટની તથા ગુજરાતી સ્ત્રી સહકારી સ્ટોર્સની સ્થાપના અન્ય સહકાર્યકરો સાથે કરી.

બહિષ્કાર સમિતિ તથા અખિલ હિંદ સ્વદેશી સંઘના મંત્રી તરિકેની, સંગ્રામ સમિતિ તથા ભૂલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના ઉપપ્રમુખ તરિકેની તથા સ્વદેશી મારકીટના પ્રમુખ તરિકેની તેમની સેવાએ અજાણ નથી. ૧૯૩૫ ની મ્યુનિ. ચુંટણીમાં સૌથી વધુ મતે તેઓ ચુંટાઇ આવ્યાં હતાં. એમની લોકપ્રિયતાનો એ પૂરાવો. આજે તેઓ મ્યુનિ. સ્ટેંડિંગ કમીટીના ચેરમન તરીકે ચુંટાયાં છે.

રાષ્ટ્રિય ઉદ્યોગની ખીલવણીમાં પણ તેઓ ઉત્સાહ ધરાવે છે. હિંદી વેપારી મંડળના પ્રથમ સ્ત્રીસભ્યનું માન તેમના ફાળે જાય છે. તેની કાર્યવાહી સમિતિના સભ્ય તરિકે ત્રણ વર્ષ સુધી ચુંટાયાં હતાં. કરાંચી ખાતે ભરાયલા " કળા-પ્રદર્શન "ના તથા ૧૯૩૯ની સાલની હિંદ એજ્યુકેશનલ કોનફરંસના પ્રમુખ તરિકે તેમની વરણી થયેલી.

ઉપરાંત ગુજરાતના સ્ત્રીસાક્ષરોમાં તેમનું સ્થાન આગળ પડતું છે. કેટલીક કંપનીઓનાં ડીરેકટર છે અને ધારાસભાનાં સભ્ય છે. મુંબઇ ઇલાકાની સ્ત્રી-જાગૃતિમાં તેમનો અગત્યનો ફાળો છે.

હિંદની મહિલાઓ સમક્ષ એમનું જીવન માર્ગદર્શક બનો.

## શેઠ શ્રી૦ સોરાબજી કાપડીઆ

**વર્ષો**થી મુંબઇ ઇલાકાના સ્થાનિક દૈનિક વર્તમાનપત્રોમાં એક અને અજોડ સ્થાન ભોગવતા 'મુંબઇ સમાચાર' ના બાહોશ અધિપતિ શેઠ શ્રી૦ સોરાબજી પાલનજી કાપડીઆનો જન્મ કાપડના મોટા વેપારી મરહુમ શેઠ શ્રી૦ પાલનજીને ત્યાં થયેલો

શેઠ શ્રી૦ પાલનજીને કાપડના વેપારમાં ખોટ આવવાથી પાછળથી વેપાર પડી ભાંગતાં એમનું કુટુંબ ગરિબ દશામાં આવી પડેલું. એટલે શેઠ શ્રી૦ સોરાબજીનું વિદ્યાર્થી જીવન ચપળ બુદ્ધિ હોવા છતાં રૂંધાઇ ગયું અને નાની ઉમરે આજીવિકાનું સાધન પ્રાપ્ત કરવાની ફરજ પડેલી.



નાના દરજ્જા પરથી તેઓ આજે મહાન પત્ર " મુંબઈ સમાચાર "ના તંત્રી સ્થાને બિરાજે છે. એ એમના પરિશ્રમનું જ પરિણામ છે. મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા. તેમણે પ્રથમ " અખબારે સોદાગર " અને પછી " સાંજ વર્તમાન "માં વર્ષો સુધી કામ કરેલું. એ પત્રોને સદ્ધર સ્થિતિએ પુગાડવામાં ભારે જહેમત ઉઠાવેલી. રાત અને દિવસ સખ્ત કામ કરતા. માલીક પ્રત્યેની સહૃદયતાની પ્રતીતિ.

ત્યાર બાદ શેઠ શ્રી૦ નવરોજજી બેલગામવાલાએ " મુંબઇ સમાચાર "નું સંચાલન હાથ ધરતાં શેઠશ્રી સોરાબજી પણ તેમની સાથે જોડાયા. " મુંબઇ સમાચાર " મુંબઇ ઇલાકાનાં રાષ્ટ્રવાદી

જગતમાં જે સ્થાન ધરાવે છે તે એમની જ કુનેહને આભારી છે; દેહને દમ્યા છે. આજે એ પત્રના માલીક પારસી કોમના ખાનદાન કામા કુટુંબવાળા શેઠ શ્રી૦ એમ. એન. કામા છે. જેમને પણ શેઠ શ્રી૦ સોરાબજી માટે મમતા અને માન છે.

" વૉઇસ ઑફ ઇન્ડીઆ "ના સંચાલનમાં પણ તેમની સહાયતા હતી. આમ વિવિધ વર્તમાનપત્રોના સફળ સંચાલન કરવા છતાં તેમણે કદિએ માલીકી માટે મોહ કર્યો નથી એ એમના જીવનની વિશિષ્ટતા.

ગત ૧૯૩૦-૩૨ના રાષ્ટ્રના મુક્તિસંગ્રામ પ્રસંગે ચોપાટીના વિશાળ રેતીના મેદાનમાં ભવ્ય માનવમેદની સમક્ષ પં. જવાહરલાલ નહેરૂ જનતાને માતૃભૂમિ ખાતર ફના થવા ઉપદેશ આપનાર હતા. તેની જાહેરાત મનાઈ હુકમ હોવા છતાં " મુંબઇ સમાચાર "માં પ્રગટ કરી હતી. જેથી સરકારની આંખ લાલ બની અને શ્રી૦ સોરાબજીને જેલનો દિવાલો પાછળ ધકેલી દીધા. અનેકવિધ મુસ્કેલીભર્યા સંજોગોમાં પણ તેમણે પોતાના પત્રની રાષ્ટ્રવાદી નીતિ છોડી નથી. વર્તમાનપત્રદ્વારા ગુજરાતમાં એમણે રાષ્ટ્રવાદના સિંચેલાં નિર સુકાઇ શકવાનાં નથી.

" મુંબઇ સમાચાર "માં એમની જોડે સહકાર્યકર્તા શેઠ શ્રી૦ થાણાવાલા વૃદ્ધાવસ્થાના કારણે નિવૃત્ત થયા છે. જેમનો ફાળો પણ ગુજરાતના પત્રકારિત્વ જગતમાં અતિશય કિંમતી છે. બીજા સહકાર્યકર્તા શ્રી૦ છબીલદાસ અંકલેશ્વરીઆ તથા શ્રી૦ છેલશંકર વ્યાસ છે. એક દૈનિક અને બીજા સાપ્તાહિકમાં છે. શ્રી૦ છેલશંકર કટ્ટર સમાજવાદી જ્યારે શ્રી૦ છબીલદાસ અહંગ મહાસભાવાદી છે. બેઉ રાષ્ટ્રવાદના ઉપાસકો છે, અને પત્રકારિત્વનો બહોળો અનુભવ ધરાવે છે. શેઠ શ્રી૦ સોરાબજીના સબળ હાથ.

શેઠ શ્રી૦ સોરાબજી ગરિબાઇમાં ઉછરેલા હોવાથી તેમને ગરિબો

પ્રત્યે હમદર્દી છે. મુશ્કેલ સંજોગોમાં હરકોઇ વ્યક્તિના સાચા સલાહકાર છે. વિરોધી કે દુશ્મનનો સત્કાર કરવાની ઉદારતા છે. આજે શ્રીમંત છતાં સાદાઈના પૂજારી છે. આડંબરરહીત જીવન.

ગુજરાતના રાષ્ટ્રવાદી પત્રકારિત્વનો ઇતિહાસ રચાશે ત્યારે એમની સેવાનાં મૂલ્ય યોગ્ય આંકણી થયા વિના રહી શકે તેમ નથી.

# શ્રી૦ ભૂલાભાઇ દેસાઇ

**મા**નવંતા હોદ્દાઓ અને ખિતાબોની લાલસાઓને લાત મારી રાષ્ટ્રનું કંટક ભર્યું પડખું સેવનાર બાહોશ ધારાશાસ્ત્રી, શ્રીયુત ભુલાભાઇ દેસાઇનો જન્મ ૧૮૭૭ ની સાલમાં ઑક્ટોબર માસની ૧૩ મી તારિખે વલસાડ ખાતે થયેલો. જ્યાં એમના પિતાશ્રી સ્વ. જીવણજી દેસાઇ વકીલાત કરતા હતા.



શ્રી૦ ભૂલાભાઇએ વલસાડ અને મુંબઇ ખાતે કેળવણી લીધી. એમ. એ. અને એલ. એલ. બી. બન્યા. ગુજરાત કોલેજના પ્રોફેસરની પદવીએથી એમની આજીવિકાનાં શ્રીગણેશ મંડાયા પરંતુ એ ક્ષેત્ર એમની વિશાળ બુદ્ધિ અને શક્તિ માટે સંકુચિત હતું. ઇન્ડીઅન સિવિલ સર્વિસની ઇચ્છા તિવ્ર હતી પરંતુ સંજોગો અનુકુળ ન હતા. આખરે શ્રી૦ ભૂલાભાઇએ પ્રોફેસર પદ છોડયું અને એડવોકેટ બન્યા. જાજરમાન ધારાશાસ્ત્રી તરીકે એમનો સિક્કો ફરકયો અને મનધારી સંપત્તિ મેળવી. સામાન્ય સ્થિતિમાંથી ઉચ્ચ પદ પર પુગવા છતાં ઘમંડ તથા તવંગરપણાનો મદ એમનામાં નથી.

સરકારે એમને પોતાના પક્ષમાં લેવાના અનેક પ્રયાસો આદર્યા. હિંદી સરકારની કારોબારી સમિતિના સભ્ય બનવા, ભારત ધારામંત્રી બનવા, વરિષ્ટ અદાલતના ન્યાયાધિશ બનવા તથા સ્થાયી એડવોકેટ જનરલ બનવા આમંત્રણો આપ્યાં. એ લાલ-

સાઓ શ્રી. ભુલાભાઈને ન લલચાવી શકી. એમણે રાષ્ટ્રની આઝાદી પ્રાપ્ત કરવાનો માર્ગ પસંદ કર્યો.

હોમરૂલ લીગ, બારડોલી સત્યાગ્રહ અને ૧૯૩૦–૩૨ ની લડતમાં આગેવાનીભર્યો ભાગ લીધો; સજાઓ ભોગવી. વડી ધારાસભામાં તેઓ મહાસભા પક્ષના નેતા છે. વિરોધીઓના કાવાદાવાઓ ખૂલ્લા પાડવામાં, રાષ્ટ્રવિરોધી તત્વો સામે હુમલો ચલાવવામાં તથા મહાસભાની લડતને જગત સમક્ષ યોગ્ય રીતે રજુ કરવામાં એઓશ્રી પોતાની શક્તિનો ઉપયોગ કરી રહ્યા છે.

તેઓશ્રી મહાસભાની કારોબારીના સભ્ય, પારલામેંટરી બોર્ડના જનરલ સેક્રેટરી તથા મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ છે. સાર્થક જીવન.

## શ્રી૦ મહમદઅલી ઝીણા

**મુ**સ્લિમ જગતમાં જાગૃતિનાં પૂર રેલાવનાર જનાબ મહમદઅલી ઝીણાનો જન્મ ૧૮૭૬ ની સાલના ડિસેમ્બર માસની ૨૫ મી તારિખે ખોજા કોમના ધનાઢ્ય વ્યાપારીને ત્યાં કરાંચી ખાતે થયો હતો. એમનું મૂળ વતન ગોંડળમાં આવેલ પાનેલી.



વીશ વર્ષની વયે શ્રી૦ મહમદઅલી બૅરિસ્ટર બની હિંદ પધાર્યા. આ અરસામાં એમના પિતાશ્રીને વ્યાપારમાં ખોટ આવવાથી એમનું જીવન મુશ્કેલીભર્યા સંયોગોમાં મૂકાયું. છતાં હિંમતબાજ શ્રી૦ ઝીણા ડરી ન જતાં અસહાય હાલતમાં મુંબઇ આવ્યા. ૧૮૯૭ માં વકીલાત જમાવી. એમની શક્તિ અને કાયદા જગતની આંટીઘુંટીની આવડતે ન્યાયાધિશોને પણ મુંઝવ્યા.

હેરિસન કોક્સ કાવમાં, જાફર જુસબવાલા, સ્પીશી ટૂંકવાલા તથા તિલક કેસથી એમની ધારાશાસ્ત્રી તરીકેની કીર્તિ વધુ વિસ્તાર પામી. પ્રભાવ બુદ્ધિ અને શક્તિનું ઓજસ ઔર દેદિપ્યમાન બન્યું.

સ્વ. દાદાભાઇ નવરોજી અને સર ફીરોઝશાહ મહેતાના સમાગમથી એઓ રાજદ્વારી ક્ષેત્ર તરફ આકર્ષાયા. હોમરૂલ લીગની ચળવળમાં એમણે પ્રાણ પૂર્યો. રાષ્ટ્રિય ચળવળ અને હિંદુ–મુસ્લિમ

એકતા પાછળ જહેમત ઉઠાવવા માંડી. રૉલેટ એકટનો વિરોધ કરીને ઇમ્પિરિઅલ લેજીસ્લેટિવ કાઉન્સિલમાંથી સભ્યપદનું રાજીનામુ આપ્યું. આ સમયે હિંદુ–મુસ્લિમ એકતામાં વિઘ્ન નાખનાર મુબઇના ના. ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનને મુંબઇના શહેરીઓના નામે ટાઉન-હૉલમાં અપાનાર માનપત્રનો બુરો હેજ આણ્યો. તેઓ કીર્તિના શિખરે પુગ્યા. જનતાએ ખુશાલીના પોકારો કર્યાં અને એમની સેવાઓનું સ્મારક જાળવવા " ઝીણા હૉલ " બંધાવ્યો.

એમના સુધારક આંતર-જ્ઞાતિય લગ્ન સર દીનશા પીપીટનાં પુત્રી મિસ રતનબાઈ સાથે થયેલાં.

માનવજીવન જળપ્રવાહ સમું છે. જળપ્રવાહ જેમ માનવ-જીવન ક્યારે પલટો લેશે તે કહી શકાય નહિ. ૧૯૨૦ ની મહાસભાની નાગપુરની યાદગાર બેઠકમાં પૂ. મહાત્માજી સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ લાવ્યા. શ્રી૦ ઝીણાએ સામ્રાજ્યની છાયા હેઠળ રહીને સ્વરાજ્ય ભોગવવાની દલિલ રજુ કરી. મહાત્માજીનો ઠરાવ પસાર થયો. શ્રી૦ ઝીણા મહાસભામાંથી છૂટા થયા. મહાસભાની કલકત્તાની બેઠકે અસહકારની લડત ઉપાડી ,શ્રી૦ ઝીણાને એ વાત ન રૂચી મહાસભાથી તેઓ દૂર ને દૂર હઠતા ગયા; જ્યારે રાષ્ટ્રને એમની સેવા અને શક્તિની જરૂર હતી.

૧૯૨૮ ની કલકત્તા ખાતે મળેલી સર્વપક્ષીય પરિષદમાં જો શ્રી૦ ઝીણાએ જીદ્દી વલણ અખત્યાર ન કરી હોત તો એમનાં મુદ્દાઓ પ્રત્યે હિંદુઓએ ઘણી છૂટછાટ મૂકી હોત. ૧૯૨૯ માં દિલ્હીની લીગ કાઉન્સિલમાં બળતામાં ઘી હોમાયું. શ્રી૦ ઝીણાએ કોમીવાદના ચૌદ મુદ્દાઓ ઉભા કર્યાં, જે પ્રતિવર્ષ વધતા જ રહ્યા છે. ગોળમેજી પરિષદ્ તેમજ ધારાસભામાં શ્રી૦ ઝીણા મહાસભાની વિરૂદ્ધ રહ્યા હતા. અને તેમ કરવામાં વિદેશીઓ સાથે હાથ મિલાવવા પણ તેઓ અચકાયા નહિ.

લશ્કરી ભરતી બીલની તેમની તરફેણ એ તો તાજી જ વાત છે. જર્મનિ સામે મિત્રરાજ્યોએ જાહેર કરેલા યુદ્ધમાં બ્રિટનને મદદ કરવા શરતી હાથ લંબાવ્યો છે; મુસ્લિમોને વફાદારીમાં લેવા બ્રિટનને અરજ ગુજારી છે. આમાં રાષ્ટ્રવાદનું તત્વ ન દેખાતાં સહેજે સવાલ પૂછાઈ જાય કે એક વેળાનો શ્રી૦ ઝીણાનો રાષ્ટ્રવાદ આજે કયાં ગયો ?

જનતાને હવે શ્રી૦ ઝીણાની રાજરમતમાં શંકા ઉપજવા લાગી છે. એમના અંતરમાં શું છે એ તો જ્યારે તેઓ પોતાનું જીવન-ચરિત્ર લખશે ત્યારે જ માલમ પડશે. આપણે તો તેમનાં વર્તમાન કાર્યો અને વર્તન પરથી જ અંદાજ બાંધવો રહ્યો.

હિંદીઓ ઇચ્છે છે કે શ્રી૦ ઝીણા પુનઃ એકવાર કોમીવાદનો અંચળો ફેંકી દઇ રાષ્ટ્રવાદને અપનાવે અને રાષ્ટ્રને અધોગતિના માર્ગે વળતો અટકાવે. યાદવાસ્થળી, કૌરવ-પાંડવ યુદ્ધ; રજપૂત, મરાઠા, શીખ અને ઇસ્લામી ગજ્યો ઈર્ષા અને વેરના અંગારમાં ભસ્મિભૂત થઇ ગયાં છે તો આપણા ઇતિહાસની કાળી કથામાં એવા એક વધુ પ્રકરણનો ઉમેરો ન થાય.

# બાબુલાન

બાળકોને
નિરોગી
અને
તંદુરસ્ત
રાખે છે.



બાળકોને
સુંદર
અને
મજબુત
બનાવે છે.

સોલ એજન્ટ :— **બી. એ. ઍન્ડ બ્રધર્સ**

૭૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ ⁝⁝ ૨–૩, કલાઇવ રો, કલકત્તા

# બાયો કોર્ડિયલ

સ્ત્રીઓનાં
ગર્ભાશયનાં
તથા
દરેક જાતનાં
ગુપ્ત દર્દો
નાબુદ કરે



સ્ત્રીઓની
શક્તિ
સંતતિ
તથા
સૌંદર્ય માટે
અનુપમ

## શ્રી૦ મહાદેવભાઇ દેસાઇ

સેવાક્ષેત્રથી અલગ રહેનારાઓ કરતાં કીર્તિની લાલસાએ પણ સેવાક્ષેત્રમા પ્રવેશ કરનારાઓની સેવા કીંમતી છે પરંતુ જીવનની મહત્વાકાંક્ષાઓને કચડી નાખી સુખ અને આરામને અભરાઇ પર ચઢાવી મૂકી સેવા ખાતર સર્વસ્વનુ બલીદાન આપનારાઓની સેવાની કીંમત જગતનો નિષ્ણાત ઝવેરી પણ આંકી શકવાનો નથી. રાષ્ટ્ર સેવાના ખપ્પરમાં ભરખાઇ ગયેલા બત્રીસલક્ષણા પુત્રોમાના એક તે શ્રી૦ મહાદેવભાઇ દેસાઇ જેમણે પૂ. મહાત્માજીના પવિત્ર ચરણોમાં "જીવન સમર્પણ"ના પૂષ્પો પધરાવ્યાં છે.



એમનો જન્મ દીહેણના નાના ગામડામાં અનાવિલ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. વિદ્યાર્થીજીવન યશસ્વી હતું, બુદ્ધિપ્રભાવ ત્યારથી પ્રસરેલો. બી. એ., એલએલ. બી. બન્યા અને વકીલાત જમાવી. જો કે સીધા સરળ અને સાદા સ્વભાવના માણસ માટે એ વિકટ પ્રશ્ન જ કહેવાય.

સેવાભાવનાની ધગશથી રાષ્ટ્રસેવાના ક્ષેત્રમાં દોરવાયા. એમની પ્રતિભા અને બુદ્ધિએ દેશનાયકોના દીલ જીત્યા. પૂ. મહાત્માજી પણ આકર્ષાયા. ઉંચા, ગોરા અને આકર્ષક મુખમુદ્રાવાળા શ્રી૦ મહાદેવભાઇ મહાત્માજીના ખાનગી મંત્રી બની રહ્યા.

એમના અંગ્રેજી અને ગુજરાતી પત્રકારિત્વના સૌએ પાન

કર્યાં હશે. મોહક સચોટ પ્રાણવાન અને ભાવનાભરી લેખનશૈલિ, ' નવજીવન, યંગઇન્ડીઆ, ઈન્ડીપેન્ડન્ટ તથા હરિજન ' પત્રોના એમના સંચાલનથી જનતા અજ્ઞાત નથી. તેઓ ઉત્તમ અનુવાદક પણ છે. મહાત્માજીને એ ઉત્તમ સાથી મળ્યા છે.

હોમરૂલ લીગની ચળવળમાં તેમજ ૧૯૨૧-૩૦ તથા ૩૨ ના મહાસભાના આઝાદીના સંગ્રામમાં ઝંપલાવી એમણે અનેક વેળાએ સજાઓ ભોગવી છે. મહાત્માજી સાથે સફરોમાં, ઉજાગરાઓમાં તથા મુસ્કેલીભર્યા સંજોગોમાં તેમણે અવિરત પરિશ્રમ ઉઠાવ્યો છે. વિશ્વની મહાન વિભૂતિના સાનિધ્યમાં રહેવા છતાં આડંબર કે અભિમાન દાખવ્યાં નથી. સૌમ્ય અને શાંતમૂર્તિ મહાદેવભાઈ.

## શ્રી૦ અમૃતલાલ વી. ઠક્કર

કેટલાક કેવળ સેવાભાવે જ સેવાક્ષેત્રમાં ઝંપલાવે છે તો કેટલાક કીર્તિની લાલસાએ. કીર્તિની લાલસાએ થયેલી સેવાઓ સંગીન તથા ચિરંજીવ હોતી નથી. ઠક્કર 'બાપા'ની સેવાઓ માટે ગમે તે વ્યક્તિને પ્રશ્ન પૂછો. સૌના મુખ માંથી એક જ શબ્દ સરશે, " નિઃસ્વાર્થ "



એ ઠક્કર 'બાપા'નો જન્મ ૧૮૬૯ની સાલના નવેંબર માસની ૨૯મી તારીખે ભાવનગર ખાતે લોહાણા કોમમાં થયો હતો. એમના પિતાશ્રી વિઠ્ઠલદાસ લાલજી ઠક્કરની ભાવના પોતાના પુત્રોને ઉંચી કેળવણી આપવાની હતી. પુત્રો પિતાની ઇચ્છાને અનુકુળ થયા. ગરિબ પિતાને બોજામાંથી બને એટલા બચાવી લઇને શ્રી૦ અમૃતલાલ વી. ઠક્કર એલ. સી. ઈ. થયા. લોહાણા કોમમાં તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ તથા એંજીનીયર.

ભણતર પૂરૂં થતા તેઓ વઢવાણ રાજ્યમાં એંજીનીયર તરીકે નોકરીમાં જોડાયા. આ પછી પોરબંદર, આફ્રિકામાં કેન્યા-યુગાંડા રેલ્વે, સાંગલી રાજ્ય અને મુંબઇ ખાતે મ્યુની. કોરપોરેશનમાં ચઢતા દરજ્જે નોકરીમાં જોડાયા. ૧૯૧૪ માં તેઓ સર્વંટસ ઓફ ઇંડીઆ સોસાયટીમાં આજીવન સેવાનો ભેખ લઇ જોડાયા. વરસોની તમન્ના પાર પડી.

સાંસારિક જંજાળ પણ હવે રહી ન હતી. પ્રથમ પત્નીના

અવસાન બાદ પિતાના આગ્રહથી બીજી વાર લગ્ન કર્યાં પરંતુ તે પણ બે વર્ષમાંજ મૃત્યુ પામી અને ત્રણ વર્ષ પછી પિતાશ્રી......

સેવાનો માર્ગ મોકળો થયો. ઠક્કર બાપા ગાવા લાગ્યા......

ભલું થયું ભાંગી જંજાળ,<br>
સુખે ભજશું શ્રીગોપાળ.

સેવાભેખ ધારણ કર્યાં પછી એમણે ભારતવર્ષના દીન, દરિદ્ર અને દલિતોની સેવા બજાવી, ભૂકંપ, દુષ્કાળ, રેલ વિગેરે કુદરતના કોપના ભોગ બનેલા બાંધવોની વ્હારે ધાયા, અનેકવિધ મુશ્કેલીઓનો સામનો કરીને પ્રમાણિકપણે માનવધર્મ અદા કર્યો.

એ વાતને આજે વર્ષો વિત્યાં. ૨૫ વર્ષની સેવાઓની કદર થઈ. ઠેરઠેર તેમની ૭૧ મી જયંતિ ઉજવાઈ. મુંબઇની જનતાએ તેમનો ભાવભીનો સત્કાર કર્યો. એ ઉત્સાહનાં દ્રશ્યો...એમને અર્પણ થયેલા ફૂલહાર અને થેલીઓ...જનતાનો હૃદયપ્રેમ...હજીએ તાજાં છે. પૂ. મહાત્માજીએ એમની સેવાઓ પર વધુ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં.

નિઃસ્વાર્થ સેવા, નિરાડંબર વર્તન અને પ્રેમાળ સ્વભાવના સુમેળે-નિઃસંતાન હોવા છતાં–શ્રી૦ અમૃતલાલ, વી. ઠક્કરને " ઠક્કર બાપા " બનાવ્યા.

## દરબાર શ્રી૦ ગોપાળદાસ

ભારતવર્ષના દેશી નરેશો સમક્ષ જવાબદાર તંત્રનો પ્રથમ આદર્શ રજુ કરનાર દરબાર ગોપાળદાસના નામથી, તેમના ત્યાગથી હિંદીઓ અપરિચિત નથી.

તેમનું ખરૂં નામ દરબાર ગોપાળદાસ નથી પરંતુ રાઇ, સાંકળી અને ઢસાની ગાદીના દરબાર સ્વ. અંબાઇદાસને પુત્ર ન હોવાથી તેમણે પોતાની પુત્રી શ્રીમતિ સમજુબાના સૌથી નાના પુત્ર શ્રી૦ ગોરધનભાઇ કાશીભાઇ દેશાઇને દત્તક લીધા અને ત્યારથી તેઓ દરબાર ગોપાળદાસ કહેવાયા.



વિદ્યાર્થી જીવનથી જ તેમને ગરિબો પ્રત્યે ઉંડો પ્રેમ હતો. એક વખત તેમના પિતાશ્રીએ તેમને ગોરમહારાજને ભિક્ષા આપવા પાંચ રૂપિઆ આપેલા; જે પૈસા તેમણે એક ગરિબ વિદ્યાર્થીને આપી દીધા. તેઓ સ્વભાવે સ્વતંત્ર, મોજીલા અને શોખીન છે. વિદ્યાર્થી જીવનમાં તેમને અત્યારની કેળવણીમાં કેવળ ગુલામી માનસનું જ દર્શન થતું.

૧૯૦૭ માં સુરત ખાતે ભરાયલા અખિલ હિંદ મહાસભા અધિવેશનથી તેમના હૃદયમાં દેશપ્રેમની મસાલ ચેતી. ગાદીનો મોહ ઉતરતો ગયો અને રાષ્ટ્ર તથા જનસેવાની ભાવના જાગી. ૧૯૧૦ માં તેઓ ગાદી પર આવતાં પ્રજાને જવાબદાર તંત્ર અર્પણ કર્યું, નોકરીઆત વર્ગમાંથી લાંચરૂશ્વત અને ખૂશામતની પ્રથાને

નાબુદ કરી એમની લોકપ્રિયતા વધતી ગઇ તેમ તેમ સરકારની આખ તેમના પર વધુ ગતી ગની

રાજકોટમા ના. ગવરનર લૉર્ડ વિલિંગ્ડનનો દરબાર ભરાયો તેમા તેમને ચેતવણી મળવા છતા શુદ્ધ ખાદીના પોશાકમા હાજરી આપી અને વઢવાણ ખાતે પૂ મહાત્માજીની સભામા ફરતી ઝોળીમા તેમણે પોતાના પગનો સોનાનો જાડો તોડો કાઢી આપી દીધો, મહાત્માજીના પૂર્ણ અનુયાયી બની ગયા. સરકારને તક મળી અને દરબા ને ગાદી વિહોણા બનાવ્યા આદર્શ ત્યાગ

૧૯૨૧-૩૦-૩૨ ની સાલના યાદગાર સગ્રામોમા દરબારશ્રીએ આપેલો આત્મભોગ તથા ભોગવેલી સજાઓ સોનાના પારણામા ઝૂલતા શાહજાદા સમુ જીવન ગુજારતા ધનિકો સમક્ષ દ્રષ્ટાંત બની રહેશે, રાષ્ટ્રપ્રેમની પ્રેરણા બની રહેશે.

હરિપુરા મહાસભા અધિવેશનના સ્વાગત પ્રમુખનું માન ગુજરાતે તેમને આપી તેમની યોગ્ય કદર કરી

રાજ્યકર્તા થવાને બદલે જનસેવક બનવાનુ વધુ પસદ કરનાર દરબાર ગોપાળદાસનુ જીવન અને આત્મભોગ આઝાદ હિંદના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાઇ રહેશે રાષ્ટ્રિય પ્રચાર અને ખેડુત સેવા એજ સર્વસ્વ

## શેઠ શ્રી૦ મફતલાલ ગગલભાઈ

જગત જેટલું હૃદય વિશાળ છે, પરંતુ મનુષ્યમાં સ્વાર્થ પેદા થયો ત્યારથી જેમ હૃદય તેમ જગત પણ સંકોચાતું ગયું.

જગતના ભાગલા પડયા અને ખંડો પડયા, ખંડના ભાગલા પડયા અને રાષ્ટ્રો બન્યાં. રાષ્ટ્રના ટુકડે ટુકડા થયા; કેવળ એક હિંદ દેશમાં ૫૬૨ રાજ્યો છે. આમ વિશાળ હૃદયનું પણ થયું; વિશ્વબંધુત્વની ભાવના પરથી રાષ્ટ્રિય, રાષ્ટ્રિય પરથી જાતિય અને જાતિય પરથી જ્ઞાતિય અને જ્ઞાતિય પરથી કૌટુંબિય ભાવના મનુષ્યના હૃદયમાં જાગ્રત થવા લાગી છે. બહકે " હું " શબ્દમાં જગત સમાઇ ગયું. આ વર્તમાનકાળની સામાન્ય માનવ મનોદશા.



પરંતુ શેઠ શ્રી૦ મફતલાલ ગગલભાઇનું હૃદય એવું સંકુચિત નથી, એમનું હૃદય તો વિશાળ છે; લાખોની સખાવતો સાર્વજનિક છે.

એમનો જન્મ ૧૮૭૩ ની સાલના જુન માસની ૨૨ મી તારિખે અમદાવાદ ખાતે કડવા પાટીદાર જ્ઞાતિમાં થયેલો. એ વખતે એમના પિતાશ્રી સાધારણ સ્થિતિના, માંડમાંડ ગુજરાતી પાંચ ચોપડી પુરી કરી ત્યાં તો પિતાએ પુત્રને પોતાના ધંધામાં ધસડી લીધો. શ્રી૦ મફતલાલ શેઠને દર પુનમે ડાકોર ખાતે ભરાતા મેળામાં

કાપડના તાકા લઇને વેચવા જવું પડતું; દુકાનનું કામ પણ જાતે જ સંભાળતા. પંદર વરસો આમ વિત્યાં.

મહત્વાકાંક્ષાને સીમા નથી હોતી પરંતુ તેને પરિપૂર્ણ કરવાની માનવજાતમાં તાકાત જોઇએ. પરિશ્રમે કાપડની દુકાન ચલાવતા શેઠશ્રીને મિલની નોકરી મળી અને તેમાંથી મિલમાલીક બનવાના કોડ થયા; પ્રયત્ન અને પ્રભુકૃપા. " શોરોક મીલ "ના ૧૯૦૭ માં એજન્ટ બન્યા; ભાગ્યોદયનું મંગળાચરણ અને ત્યાર પછી તેઓશ્રીએ અમદાવાદ ખાતે, શોરોક સ્પિનિંગ એન્ડ મેન્યુ-ફેકચરીંગ કું. લી૦ સુરત ખાતે સુરત કોટન સ્પિનિંગ એન્ડ વિવિંગ મિલ્સ લી૦ મુંબઇ ખાતે ન્યુ ચાઇના મિલ્સ લી૦ સ્ટાન્ડર્ડ મિલ્સ કું. લી૦ તથા ઇન્ડીઅન બ્લિચીંગ ડાઇંગ એન્ડ પ્રિન્ટીંગ વર્કસ લી૦ તથા કલકત્તા ખાતે ગગલભાઇ જ્યુટ મિલ્સ લી૦ ની સ્થાપના કરી છે. જે છેલ્લામાં છેલ્લી ઢબના જાડા તથા ઝીણા સુતરના ટકાઉ કાપડ માટે મશહુર છે. આ ઉપરાંત તેઓશ્રી આફ્રિકા તથા હિંદની અન્ય મિલો, ખાંડ તથા રાષ્ટ્રિય વહાણવટાંના ઉદ્યોગમાં હીત ધરાવે છે. ભાગ્યનાં દ્વાર ઉઘાડી લક્ષ્મીજીએ વાસો પૂર્યો.

આ ઉપરાંત હિંદી વહાણવટાંમાં તેમ જ અન્ય હિંદી ઉદ્યોગો-માં તેઓ ભારે રસ ધરાવે છે એટલું જ નહિ પરંતુ ઉંડુ રાષ્ટ્રા-ભિમાન પણ ધરાવે છે.

સેંકડોપતિ, હજારોપતિ, લાખોપતિ અને તેમાંથી શેઠશ્રી મફતલાલ કરોડપતિ બન્યા છે. એમની પૂંજી સ્વજનોના ઉપભોગ માટે નથી. સાર્વજનિક સખાવતોમાં લાખોનો ફાળો છે. સખાવત કરતાં કદિએ આપબડાઇ કીધી નથી. આદર્શ નમ્રતા.

અમદાવાદ ખાતે એમના માતુશ્રીના નામ પાછળ શ્રી૦ જમ-નાબાઇ સરસ્વતિ મંદિર, પિતાશ્રીના નામ પાછળ મીરજ ખાતે ગગલભાઇ હૉલ, કલોલ તથા દેવગઢ ખાતે મફતલાલ ગગલભાઈ

સાર્વજનિક હાઇસ્કુલના મકાનો, કાશી ખાતે ભાપણુ હૉલ, તથા સ્વ. પુત્ર શ્રી૦ પ્રાણસુખલાલના નામ પાછળ મુંબઇ ખાતે પ્રાણસુખલાલ મફતલાલ હિંદુ સ્વિમીંગ બાથ વિગેરે અનેક સખાવતો જાણીતી છે.

ધંધામાં પ્રમાણિકતા અને રહેણી કરણીમાં સાદાઇ છે. સ્વભાવે શાંત, રમુજી તથા માયાળુ છે. નિરાડંબરી વર્તન એમની મહત્તામાં વધુ ઉમેરો કરે છે. વૃદ્ધાવસ્થામાં પણ એમની તેજસ્વિતા સામી વ્યક્તિ પર પ્રભાવ પાડવા શક્તિમાન છે. શુદ્ધ જીવનનું પ્રતિબિંબ હશે.

પિતાશ્રીના પગલે શ્રી૦ નવીનચંદ્રભાઇ તથા શ્રી૦ ભગુભાઇની કીર્તિ વધુ ઉજ્વળ બનો ! સમાજ સેવા માંગે છે.

---

## દિવાન બહાદુર-કૃષ્ણલાલ ઝવેરી

ગુજરાતના વિદ્વાન સાક્ષર અને સમાજના મૂંગા સેવક દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો જન્મ ભરૂચના મોઢ વણિક જ્ઞાતિના ખાનદાન કુટુંબમાં ૧૮૬૮ ની સાલના ડિસેંબર માસની ૨૯ મી તારિખે થયેલો.

એમનું વિદ્યાર્થી જીવન ભરૂચ, સુરત, ભાવનગર તથા મુંબઈમાં વિતેલું. જ્યાંથી તેઓ એમ. એ., એલએલ. બી. ની પરિક્ષા પસાર કરી વકીલ બન્યા. વિદ્યાર્થી જીવન ઉજ્વળ હતું. જે દરમ્યાન તેમણે અનેક ઈનામો, પ્રમાણપત્રો તથા સુવર્ણચંદ્રકો મેળવ્યા હતા. મુંબઈની વડી અદાલતના ન્યાયાસને બિરાજવાનું માન તેમણે સંપાદન કર્યું છે. ઉપરાંત અનેક દેશી રાજ્યોના સલાહકાર હોવાનું માન આજ પર્યંત ધરાવે છે. હૃદયની ધગશ અને સેવાભાવના એ વૃદ્ધાવસ્થા છતાં મંદ પડવા દીધી નથી.



તેઓ ગુજરાતના મૂઠીભર વિદ્વાન સાક્ષરોમાં અગ્રસ્થાન ભોગવે છે. મહાન કેળવણીકાર તથા સમાજસેવક છે. અનેક મહત્વની સામાજીક, કેળવણી તથા સખાવતી સંસ્થાઓની વ્યવસ્થા સમિતિઓમાં પ્રમુખ તરીકેનો હોદ્દો ભોગવતા આવ્યા છે.

અંગ્રેજી ગુજરાતી તથા પર્શીઅન સાહિત્યો અને ઐતિહાસિક વિષયોના ઉંડા અભ્યાસક છે.

ગુજરાત એમને માટે મગરૂર છે.

## શ્રી૰ ઉછરંગરાય ઢેબ

**રા**જસ્થાનોના ઇતિહાસમાં રાજકોટની "જવાબદાર તંત્ર" માટેની લડત યાદગાર રહેશે. જેમાં પૂ. મહાત્માજી, પૂ. કસ્તુરબા તથા સરદાર વલ્લભભાઇ પટેલને દરમ્યાનગીરી કરવી પડી હતી. એ લડતનું સુકાન સંભાળનાર:તથા જનતામાં જાગ્રતિ આણનાર તે શ્રી૰ ઉછરંગરાય નવલશંકર ઢેબર.



વિદ્યાર્થીજીવન યશસ્વી હતુ અને તે દરમ્યાન તેઓ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા. તેમણે ૧૯૨૭-૨૮માં વકીલાત શરૂ કરી. ટુંક સમયમાં અન્ય અગ્ર વકીલોની હરોળમાં આવી ઉભા, સારી, કમાણી પણ કરી.

૧૯૩૦-૩૨ ના મહાસભાની લડતમાં પૂર્ણ મદદકાર તથા સક્રિય ફાળો આપવાની તૈયારી કરી હતી પરંતુ સંજોગો પ્રતિકૂળ નિવડયા. ઉરની ઉર્મિ ઉરમાં સમી.

ત્રણ ચાર વર્ષથી તેમણે વકીલાત પડતી મૂકી રાષ્ટ્ર તથા જનસેવાનો માર્ગ ગ્રહણ કર્યો છે આદર્શ ભાવના.

રાજકોટની જવાબદાર રાજતંત્રની ગત લડતના તેઓ સુકાની હતા અને લડતને યશસ્વી દોરવણી આપી હતી. મત્તાવાળાઓના પીઠ પાછળના ઘાથી તથા કાળા કાવાદાવાથી એ લડત નિષ્ફળ નિવડી છે. વિજય પરાજયમાં ફેરવાયો છે. છતાં આ લડતથી

જનતામાં જાગ્રતિના પૂર આવ્યાં. મહિલાઓ જેઓ અત્યાર સુધી ચાર દિવાલો પાછળ જકડાયલી હતી તેઓ સેવિકાઓ બની જંગમાં પડી. જનતાને લડતની તાલીમ મળી.

શ્રી૰ ઢેબરભાઈ સ્વભાવે શાંત તથા ગંભીર છે. અત્યારે તેઓ મહાસભા તથા જનસેવાની પ્રવૃત્તિમાં પરોવાઇ ગયા છે અને તેમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે. કાઠીઆવાડ રાજકીય પરિષદના તેઓ મંત્રી છે. પ્રમાણિક નિખાલસ તથા કર્તવ્યપરાયણ છે.

## શ્રી૦ ચીમનલાલ ચીનોઇ

ચુસ્ત મહાસભાવાદી તથા સુરત જીલ્લામાં રાષ્ટ્રિય ચળવળોનાં પૂર રેલાવનાર શ્રી૦ ચીમનલાલ છબીલદાસ ચીનોઇનો જન્મ ૧૮૮૪ ની સાલમાં સુરત ખાતે ખાનદાન તથા સંસ્કારી કુટુંબમાં થયેલો.

ગરિબ અવસ્થા એટલે વધુ કેળવણી લઈ ન શકયા અને પિતાના ધંધામાં જોડાઈ ગયા. મહાસભાની પ્રવૃત્તિની અસર તેમના પર ન્હાનપણથી જ થયેલી. ૧૯૦૪ માં સર હેનરી કોટનના પ્રમુખપણા હેઠળ મુંબઇ ખાતે ભરાયલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓએ પ્રતિનિધિ તરીકે હાજરી આપેલી. ૧૯૦૭ માં સુરત ખાતે મળેલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓ સ્વાગત સમિતિના સભ્ય તથા સ્વયંસેવક દળના વડા હતા. આ અધિવેશનના પ્રમુખ સર રાસબિહારી ઘોષની છાવણી પણ તેમની દેખરેખ હેઠળ હતી.



આ પ્રસંગથી તેઓ સર રાસબિહારીના સંબંધમાં આવ્યા જે તેમનાં મરણ પર્યંત જળવાઈ રહ્યો હતો. દક્ષિણ રોડેસીઆના હિંદીઓની હાલતની તપાસ માટે સર રાસબિહારીએ તેમને આફ્રિકા મોકલ્યા હતા. તેઓને એમનામાં વિશ્વાસ તથા સદ્‌ભાવ હતો. માંદગીના છેલ્લે તબકકે પણ તેઓ શ્રી૦ ચીનોઇને વીસારી

શક્યા ન હતા અને તેમને પોતાની પાસે બોલાવેલા તથા ઉપદેશ આપેલો કે " પૂ. મહાત્મા ગાંધીજીના અનુયાયી થઇ રહેજો. તેમની દોરવણીમાં વિશ્વાસ રાખજો.

શ્રી૦ ચીનોઈ શિસ્ત અને સંયમના પૂજારી છે. મૂંગી સેવા એજ એમનું ધ્યેય છે. એક સૈનિક તરીકે જ્યારે પણ મહાસભાનો હુકમ મળે ત્યારે સેવાકાર્યમાં ગૂંથાઇ જવા તત્પર રહે છે.

૧૯૨૧ માં અસહકારની લડતમાં તથા ૧૯૩૦-૩૨ ના આઝાદી યજ્ઞમાં સુરત જીલ્લામાં અન્ય કાર્યકરો સાથે ફરીને જાગૃતિ અને રાષ્ટ્રિયતાના પૂર રેલાવેલાં તથા તે દરમ્યાન અનેક જેલ-યાત્રાઓ તથા દંડ ભોગવેલો.

હિંદુ-મુસ્લિમ રમખાણ તથા બિહાર ધરતીકંપ ફંડ પ્રસંગે ભારે સેવાઓ બજાવેલી. કોલ્હાપુરના મરહુમ મહારાજાએ મિલ ઉભી કરવા તેમને જમીન આપી પરંતુ એ જમીન પર ખેતી કરતા ખેડુતોનાં આક્રંદ જોઇ તેમના શોષણ પર માલેતુજાર થવાની લાલસા જતી કરેલી.

એમનું જીવન રાષ્ટ્રિય, સામાજીક તથા કેળવણી સંસ્થાઓ સાથે સંકળાયલું છે અને તેની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ પોતાની મૂંગી સેવાઓ સમર્પી રહ્યા છે. સાદાઇ, નમ્રતા અને વિનય તેમનામાં છે. જનસેવા ખાતર ફના થવાની તાકાત તેમનામાં છે. આઝાદીની યજ્ઞવેદી પર જાનની કુરબાની આપવાની તમન્ના તેમનામાં છે.

સુરત જીલ્લાના લોકપ્રિય આગેવાન અને મહાસભાના સાચા સૈનિક.

ગમતી નિરંકુશ. આવી કડક અને દમનભરી પરિસ્થીતિમાં પ્રથમ તો શ્રી૦ ગોકુલદાસભાઈએ હરિજન, ખેડુત તથા ગરિબો માટે રાહતનાં કાર્યો ઉપાડયાં. એ કાર્યો પાછળ તેમણે હજારો રૂપિઆનો ફાળો આપ્યો. સેવાભાવનાના બિજ જે હજી સુધી હૃદયમાં દટાયલાં હતાં તેને વિકાસ મળ્યો.

પૂજ્ય મહાત્માજી " તિલક સ્વરાજ ફંડ " અર્થે જ્યારે હિંદના પ્રવાસે હતા ત્યારે તેમને પોતાના બે મિત્રો સાથે પટણા ખાતે જઈ માંડવી-કચ્છ આવવા આમંત્રણ આપ્યુ. જેનો મહાત્માજીએ સ્વીકાર કરેલો. મહાત્માજી કચ્છ—માંડવી આવતાં તેમની હરિજન પ્રવૃત્તિઓને લઈને ત્યાંની જનતાએ તેમને પુરી સહકાર ન આપ્યો બલ્કે અપમાનો પણ કરેલાં. આવા કફોડા સંજોગોમાં રૂપિઆ પચ્ચીસ હજાર ઉઘરાવી શ્રી૦ ગોકુલભાઈએ મ




હાત્માજીના ચરણે ધર્યા જેમાં તેમના ફાળાનો પણ સમાવેશ થાય છે. આ પ્રસંગે ખાદીપ્રચાર તથા હરિજનઉત્કર્ષ માટે વધુ રૂપિઆ ત્રીસ હજારનો ફાળો પોતાની જાતે અનામત કાઢવાનું પણ મહાત્માજીને વચન આપ્યું. ગુજરાત વિદ્યાપીઠ ફંડ, બિહાર ધરતીકંપ ફંડ તથા દુષ્કાળ રાહત ફંડો પ્રસંગે તેમણે ભારે જહેમત ઉઠાવી હતી; કીંમતી સેવાઓ અર્પી હતી.

૧૯૩૦-૩૨ ના મુક્તિસંગ્રામમાં ભાગ લેવા તેઓ આફ્રિકાથી આવ્યા હતા અને ધારાસણાની ધાડમાં ભાગ લેતાં તેઓ

## શ્રી૦ ગોકુળદાસ ખીમજી બાબડાઇ

**ક**ચ્છ–માંડવીની અમલદારશાહી સામે પ્રચંડ બળવો તથા પોકાર ઉઠાવનાર શ્રી૦ ગોકુલદાસ ખીમજીનો જન્મ લગભગ ૧૯૮૦ની સાલમાં આફ્રિકા ખાતેના મહાન ભાટીઆ વેપારીને ત્યાં થયો હતો. પિતાશ્રી ધર્મપરાયણ તથા સેવાવૃત્તિના હતા. જેમના જીવનની અસર પુત્ર પર પડી અને એ પુત્ર સાચો જનસેવક બન્યો.



બાળલગ્નના પરિણામે તેઓ વધુ અભ્યાસ ન કરી શકયા. પંદર વર્ષની ઉંમરે તેમણે રાગડની પેઢી જમાવી અને પછી કચ્છ-માંડવી ખાતે કાપડનો ધંધો શરૂ કર્યો. ત્યાર બાદ વેપારનો વિકાસ થવા માંડયો અને નિઝામ રાજ્યમાં રૂના વેપારમાંથી મિલમાલીક બન્યા. સારો પૈસો પેદા કર્યો. પાછળથી કુટુંબના માણસો માંદગી અને રોગોથી પિડાતાં તેમણે નિઝામ છોડયું અને ધંધામાંથી નિવૃત્ત થયા; કચ્છ-માંડવી માદરવતનમાં આવી રહ્યા.

આ પ્રસંગે બીજાં દેશીરાજ્યોની જેમ કચ્છ-માંડવીનું રાજકીય ક્ષેત્ર રૂંધાયલું હતું; જનતાની કનડગત થતી તથા અમલદારશાહી પ્રવર્તતી; આજે પણ પ્રવર્તે છે પરંતુ હવે જનતા જાગ્રત બની છે; દમન સામે પોકાર ઉઠાવવાની તાકાત આવી છે જો કે આખરે સત્તા એ તો સત્તા જ છે અને તે પણ સામ્રાજ્યશાહીને

ગમતી નિરંકુશ. આવી કડક અને દમનભરી પરિસ્થીતિમાં પ્રથમ તો શ્રી૦ ગોકુલદાસભાઇએ હરિજન, ખેડુત તથા ગરિબો માટે રાહતનાં કાર્યો ઉપાડયાં. એ કાર્યો પાછળ તેમણે હજારો રૂપિઆનો ફાળો આપ્યો. સેવાભાવનાના બિજ જે હજી સુધી હૃદયમાં દટાયલાં હતાં તેને વિકાસ મળ્યો.

પૂજ્ય મહાત્માજી "તિલક સ્વરાજ ફંડ" અર્થે જ્યારે હિંદના પ્રવાસે હતા ત્યારે તેમને પોતાના બે મિત્રો સાથે પટણા ખાતે જઇ માંડવી-કચ્છ આવવા આમંત્રણ આપ્યું. જેનો મહાત્માજીએ સ્વીકાર કરેલો. મહાત્માજી કચ્છ-માંડવી આવતાં તેમની હરિજન પ્રવૃત્તિઓને લઇને ત્યાંની જનતાએ તેમને પુરો સહકાર ન આપ્યો બલકે અપમાનો પણ કરેલાં. આવા કફોડા સંજોગોમાં રૂપિઆ પચ્ચીસ હજાર ઉઘરાવી શ્રી૦ ગોકુલભાઇએ મહાત્માજીના ચરણે ધર્યા જેમાં તેમના ફાળાનો પણ સમાવેશ થાય છે. આ પ્રસંગે ખાદીપ્રચાર તથા હરિજનઉત્કર્ષ માટે વધુ રૂપિઆ ત્રીસ હજારનો ફાળો પોતાની જાતે અનામત કાઢવાનું પણ મહાત્માજીને વચન આપ્યું. ગુજરાત વિદ્યાપીઠ ફંડ, બિહાર ધરતીકંપ ફંડ તથા દુષ્કાળ રાહત ફંડો પ્રસંગે તેમણે ભારે જહેમત ઉઠાવી હતી; કીંમતી સેવાઓ અર્પી હતી.




૧૯૩૦-૩૨ ના મુક્તિસંગ્રામમાં ભાગ લેવા તેઓ આફ્રિકાથી આવ્યા હતા અને ધારાસણાની ધાડમાં ભાગ લેતાં તેઓ

સખ્ત લાઠીમારના ભોગ બન્યા હતા. એ ઇજાઓમાંથી આરામ મળતા પુનઃ સત્યાગ્રહમાં પડતું મૂક્યું અને ગુજરાતના માતર તાલુકાના સરમુખત્યાર તરીકે નીમાયા. ત્યાં પણ તેઓ મારના ભોગ બન્યા હતા તથા જેલની સજા અપનાવી હતી. જેલમાંથી છુટતા તેમને બ્રિટિશ હિંદમાંથી બરતરફ કરવામાં આવ્યા. લડત વધુ જોર પકડતા તેઓ પાછા મુંબઇ આવ્યા અને મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિની યુદ્ધ સમિતિના સરમુખત્યાર તરીકે નિમાયા. ચોપાટી પર ભાષણ કરતા ધરપકડ થઇ અને વીસાપુર જેલના સવા વર્ષ માટે મહેમાન બન્યા. ખરા સત્યાગ્રહી પત્રકમાં વૃદ્ધાવસ્થા થવા છતા તેમણે પોતાનું નામ નોંધાવી દીધું છે. માતૃભૂમિની આઝાદી માટે લડનો બાળક કે વૃદ્ધ...એ સૈનિક તે સૈનિક છે.

શ્રી૦ ગોકુળભાઇ આજ વર્ષો થયાં કચ્છ-માંડવીના અમલદારોની ઝાપશાહી સામે પણ લડત ચલાવતા આવ્યા છે. તેમણે અનેક અબળાઓને અમલદારોના અત્યાચારોમાંથી છોડાવી છે, નાકરની લડત ચલાવી છે, વિધવાઓના હક્ક ડુબાવનાર જડપીશાચો સામે હિંમતપૂર્વક લડતો ચલાવી છે અને કેટલીયે નિરાધાર અબળાઓને સ્વાશ્રયી બનાવી છે અને તેમ કરવામાં અનેક પ્રસંગોએ અમલદારોના કાવાદાવાઓના ભોગ બની અપમાનો સહ્યાં છે ! સજ્જનોને માર પડવા છતાં જનગએ ડરપોકપણું બનાવ્યું નથી.

તેઓ " વનસ્પતિ વિદ્વાન " છે અને તેના પર " વનસ્પતિ સૃષ્ટિ " નામનું પુસ્તક રચ્યું છે જે માટે તેમને અનેક અભિનંદનો મળ્યાં છે. દેશ તેમજ વિદેશના રાજકારણના ઊંડા અભ્યાસી છે. હિંદુ-મુસ્લીમ એકતાના ઉપાસક છે. કચ્છની હરિજન પ્રવૃત્તિના પિતા છે. રાષ્ટ્રીય આગેવાન તથા સમાજસેવક છે. એમનું સ્થાન કચ્છ-માંડવીનો જ્યારે ઇતિહાસ રચાશે ત્યારે અમર રહેશે. જનતા આજે એમને ' દાદા 'ના બહુમાનભર્યા નામથી સંબોધે છે.

## શ્રી० જગજીવનદાસ મહેતા

**અ**મરેલીના સાચા પ્રજાસેવક તથા મહાસભાના આદર્શ સૈનિક શ્રી० જગજીવનદાસ નારણદાસ મહેતાનો જન્મ ૧૯૦૮ ની સાલમાં ગરિબ છતાં સેવાભાવી કુટુંબમાં થયેલો. પિતાશ્રી સાદા અને સંસ્કારી હતા જેમની અસર સંતાનો પર પડી છે.



અમરેલી તથા મુંબઈમાં મહાયતા મેળવી ગ્રેજ્યુએટ બન્યા અને મુંબઇના લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજમાં હેડમાસ્તર તરીકે જોડાઇને નોકરીઆત જીવનની શરૂઆત કરેલી. નોકરી કરતાં સોશીઅલ સરવીસ લીગની પ્રવૃત્તિમાં સેવા-ફાળો આપતા. છ-સાત વર્ષો નોકરીમાં વિતા બાદ એમનું લક્ષ વેપાર તરફ ઢળ્યું અને મુંબઇ, કલકત્તા, કરાંચી, મદ્રાસ તથા મોરિસ્યસ ટાપુનો પ્રવાસ કરીને વેપાર વિકસાવેલો. હિંદી વેપારી મંડળના જે દરમ્યાન સભ્ય પણ હતા.

વેપાર અને સમાજસેવા એ સાથે ન થઇ શકે એમ લાગતાં તેમણે વેપાર સંકેલી લઇ સેવા-ભાવનાને ઉંચું સ્થાન આપ્યું અને અમરેલી જઇ રહ્યા. એમની સેવાભાવિક વૃત્તિને સુહૃદયી પત્ની સૌ. ત્રિવેણીબ્હેન અનુકુળ થયાં.

અમરેલીને પોતાની સેવા માટે તેમણે કેન્દ્રસ્થાન બનાવ્યું. રાજકીય, હરિજન, ખાદી, ખેડુત વિગેરે પ્રવૃત્તિઓમાં પરોવાઇ

ગયા ઇન્ફ્લુએન્ઝા, દુષ્કાળ, રેલસંકટ પાણીઆદ ધરતીકંપ વખતે મહત્વની સેવા બજાવી, પીડાતી જનતાના સાચા સેવક તરીકેની ફરજ બજાવી. ૧૯૨૦ ના અસહકારમા તથા ૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહ સંગ્રામમા પડતુ મૂકી જેલયાત્રાઓ વેઠેલી. ૧૯૩૧ મા ગુજરાત વિદ્યાપીઠમા જોડાઇને કાકા કાલેલકરની આજ્ઞા મુજબ ગુજરાતના ગામડે ગામડે ફરીને શ્રમજીવી વર્ગના ધધા તથા મુશ્કેલીઓને લગતો અહેવાલ તૈયાર કરી પ્રસિદ્ધ કરેલો

અમરેલી કપોળ બોર્ડિંગ સ્કુલ તથા તેનુ મકાન, અમરેલી કપોળ વિદ્યોત્તેજક ફંડ, અમરેલી સેવક મંડળ દવાખાનુ, અમરેલી તથા લાઠી હરિજન મંદીરો તથા વ્યાયામ મંડળની સ્થાપના તેમની કીંમતી સેવાઓને આભારી છે વડોદરા રાજ્ય પ્રજામંડળ, કાઠીઆવાડ રાજકીય પરિષદ, અમરેલી પ્રાંત સહકારી પરિષદ, અમરેલી શહેર સુધરાઈ, સૌરાષ્ટ્ર સેવા સમિતિ, શ્રી૦ સયાજી સહકાર સેવક સંઘ તથા ખેતીવાડી પેઢીના સંચાલનમા જવાબદારી ભર્યા હોદ્દા ભોગવે છે.

વડોદરા ધારાસભાની છેલ્લી ચુંટણીમા સખ્ત હરિફાઈ તથા રાજ્યના અમલદારોના કહેવાતા કાવાદાવાઓ છતા યશસ્વી ફત્તેહ મેળવી હતી અગ્રપ્રેમની પ્રતીતિ. મહાત્માજીના તબીબ ડૉ જીવરાજ મહેતા એમના ન્હાના ભાઇ થાય

## શ્રીમતિ હિરાવતીબ્હેન દેસાઈ

પતિના પગલે ધનગંગાનો ધોધ વહેવડાવનાર શ્રીમતી હિરાવતીબ્હેન મનસુખલાલ દેસાઇનો જન્મ ૧૯૦૪ ની સાલમાં પુના ખાતે આવેલ સીરવલ નામના નાના ગામડામાં ગુજ્જર વણિક જ્ઞાતિમાં ગરિબ પિતાને ઘેર થયેલો છતાં બાળપણથી જ તેઓ ખંતિલા સ્વભાવનાં, સંસ્કારી અને વિશાળ વૃત્તિનાં હતાં. સાધારણ ગુજરાતી, મરાઠી તથા હિંદીનો અભ્યાસ કર્યો. પિતાની ગરિબાઇના કારણે વધુ શકિતને વિકસાવવાનો અવકાશ ન મળ્યો.



સત્તર વર્ષની ઉંમરે એમનાં લગ્ન મુંબઇના મશહુર શેરદલાલ સ્વ૦ શેઠશ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ સાથે થયાં અને મુંબઇ આવ્યાં. એમના પગલે પતિની આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન સુધરતી ગઇ. સાધારણ સ્થિતિમાંથી અસાધારણ સ્થિતિમાં પહોંચવા છતાં શ્રીમતિ હિરાવતીબ્હેનના સ્વભાવમાં તથા સાદાઇમાં પરિવર્તન ન થયું. ગરિબ તેમજ તવંગર સાથે સમભાવ રાખી રહ્યાં એ એમના જીવનની વિશિષ્ઠતા.

ધન પચાવવું સહેલું નથી. લક્ષ્મી આવે પરંતુ લક્ષ્મીનો નશો ન આવવા દે એવી વ્યકિતઓમાંનાં એક સ્વ૦ શેઠ મનસુખલાલ હતા. જાતે લક્ષ્મીનંદન બન્યા. જનકલ્યાણ માટે જીવનની છેલ્લી પળ સુધી એની એ જ સાદાઇ, નિરાડંબર અને માયાળુતા. જેમ ધનવાન બનતા ગયા તેમ સખાવતનાં દ્વાર પણ ખોલતા ગયા. એમની સખાવતોના સંબંધમાં વાતનો પ્રસંગ

નીકળતા શેઠશ્રી મફતલાલ ગગલભાઇના મુખમાથી એક જ શબ્દ સરી પડયો.. "એમનો પૈસો પરોપકારના માર્ગે ગયો" જગતમા જન્મ્યા અને જીવ્યાનુ સાર્થક

રાજકીય, સામાજીક તેમજ કેળવણી વિષયક ક્ષેત્રોમા એમની સખાવતો જાણીતી છે. ૧૯૩૦ની લડતમા તો એમનુ નિવાસસ્થાન સત્યાગ્રહની છાવણીના રૂપમા ફેરવાઇ ગયુ હતુ. મહાસભાની કારોબારી સમિતિની સભાઓ તથા આગેવાનોની મંત્રણાઓ એમને ત્યાં જ થતી ભૂખ્યા તરસ્યા સૈનિકની માવજત પણ અહિંઆ જ થતી શ્રીમતિ હીરાવતીબ્હેનના માયાળુ તથા સેવાભાવિ સ્વભાવનો સૌને અનુભવ મળતો.

વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ, વિધવાઓ અને નિરાધારોને હરહમેશ અહિથી મદદ મળતી રહી છે. આ ઉપરાંત હોસ્પીટલો, વ્યાયામશાળાઓ, સામાજીક સસ્થાઓ, બાલાશ્રમો વિદ્યાલયો વિગેરે દિશામા લાખોની સખાવતો જનતાથી અજાણ નથી. સ્વ૰ શેઠશ્રીએ તથા શ્રીમતિ હિરાવતીબ્હેને પોતાની જાત માટે કરકસર કરી નથી. પત્ની પોતાનો સ્વાર્થ વચ્ચે ન આણતી, પતિની ઇચ્છાને અનુકુળ થતી.

આણંદ ખેતીવાડી વિદ્યાપીઠ માટે શ્રીમતિ હિરાવતીબ્હેને રૂપિઆ નવ લાખની બહોળી સખાવત તાજેતરમા કરી છે. ઉપરાંત સ્ત્રીકેળવણી તથા સ્ત્રીઉન્નતિ માટે તન, મન અને ધનથી સેવા કરી રહ્યા છે. લગભગ રૂપિઆ પચ્ચાસ લાખની સખાવત કરવા છતા આ દાનવીર યુગમે દાનવીર કહેવડાવવાનો મોહ સેવ્યો નથી.

સમાજમા શ્રીમતિ હિરાવતીબ્હેનનું સ્થાન તેમના નિખાલસ સ્વભાવને આભારી છે. એમનુ જીવન અન્ય ધનવાન મહિલાઓ માટે અનુકરણીય છે. મનુષ્યમાત્ર આ દંપતિનો દાખલો લઈ પોતાની દોલતનો સદુપયોગ કરે તો વિશ્વની એકેય વ્યક્તિ એમ ન કહી શકે કે હુ ઉપવાસી છું.

## શ્રી૦ મોહનલાલ સંઘવી

ધ્રાંગધ્રા રાજ્યના "સત્તાવાળાઓની જોહુકમી સામે માથું ઉંચકવાની જ્યારે કોઈની હિંમત નં હતી અને જનતા ભારે કરના બોજા હેઠળ કચડાતી હતી તેવા સમયે "માનસિંહરાજ" સામે જબરદસ્ત વિરોધ ઉઠાવનાર શ્રી૦ મોહનલાલ પિતાંબરદાસ સંઘવીનો જન્મ ધ્રાંગધ્રા રાજ્યમાં નગરશેઠના કુટુંબમા ૧૮૭૬–૭૭ ની સાલમાં થયેલો.



રાજ્ય સાથે જ્યાં સુધી મરહુમ રાજા સાહેબ અજીતસિંહજી હૈયાત હતા ત્યાં સુધી એમનો સંબંધ મીઠો અને ગાઢ હતો. તેમના અવસાન પછી શ્રી૦ માનસિંહજી દિવાનપદે આવ્યા અને તેમણે રાજ્યમાં ભારે કરનો બોજો વધાર્યો. જનતા રિબાઇ અને રૂંધાઇ. શ્રી૦ સંઘવી જુલ્મ સહન કરી ન શકયા. તેમનું હૈયુ અકળાઇ ઉઠયું અને તેમણે જનતાની આગેવાની લીધી તથા સખ્ત આંદોલન શરૂ કર્યું. રાજ્યની નજર કરડી થઈ તેમને અને બીજા કાર્યકરોને પકડી લીધા. જેલમાંથી મુક્ત થતાં તેમણે પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી રાજ્યમાંથી ઝારશાહી દૂર ન થાય ત્યાં સુધી એ રાજ્યમાં પગ ન મૂકવો."

એમની આ દરમ્યાન લાખોની મિલકત જપ્ત થઇ અને ફના થઇ પરંતુ શ્રી૦ સંઘવીના હૈયાનુ પાણી ન હાલ્યું. એમણે ધમધોકાર

ચાલતા ધંધાને જતો કર્યો અને સ્વેચ્છાએ રાજ્યની હદ છોડી વઢવાણ જઇ રહ્યા. જ્યાં પણ ધ્રાંગધ્રા રાજ્ય તરફથી તેમને અનેક પ્રકારે કનડગત કરવાના પ્રયાસો થયા. આ સમયથી તેઓ ધ્રાંગધ્રાના "ફકીર"ના નામે ઓળખાય છે.

વઢવાણ આવી તેમણે જનસેવાનાં કાર્યો ઉપાડયાં જેમાં જનતા અને રાજ્યના સત્તાવાળાઓનો સુમેળ હતો.

વઢવાણ યુવક સંઘ, શહેર મહાજન તેમજ કેળવણી ક્ષેત્રમાં સેવાઓ કીંમતી છે.

ત્રેવીસ વરસે ધ્રાંગધ્રા રાજ્યની ઇચ્છાએ તેઓ ધ્રાંગધ્રામાં પ્રવેશ્યા. વઢવાણે એમની સેવાઓની કદર કરી અને ભાવભીની વિદાય આપી જેનાં સ્મરણો જનતાના હૃદય પરથી હજીએ ખસતાં નથી.

પ્રથમ ધ્રાંગધ્રા રાજ્ય પ્રજા પરિષદના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. બીજી કાઠીઆવાડ રાજકીય પરિષદના ઉપપ્રમુખ ચુંટાયા હતા. આજે તેઓ ઝાલાવાડ સ્થાનકવાસી વીશા શ્રીમાળી જ્ઞાતિના તથા સ્થાનકવાસી જૈન બોર્ડીંગના પ્રમુખ છે. ઉપરાંત સામાજીક સેવાઓના કાર્યક્ષેત્રમાં વૃદ્ધાવસ્થા છતાં ગૂંથાયલા રહે છે.

## શ્રી૦ કમળાશંકર પંડયા

અંગભંગની ચળવળથી જનતાના ગુલામી માનસમાં પલટો આવ્યો, હોમરૂલ લીગની ચળવળથી જાગ્રતિ આવી, રૉલેટ એક્ટ વિરોધી ચળવળથી અને તે દરમ્યાન શાહીવાદ તરફથી નિર્દોષ પ્રજા પર થયેલા અત્યાચારથી રાષ્ટ્રિયતાનું ભાન થયું અને ૧૯૨૧ ની અસહકારની ચળવળથી ગુલામીનો બુરખો ફગાવી દઇ જનતા આઝાદ બની; સ્વરાજની સિદ્ધિ અર્થે સક્રિય પગલાં પાડયાં ત્યારે સ્વમાની હિંદીઓએ ધંધો રોજગાર છોડયો અને દેશદાઝથી બળતા વિદ્યાર્થીઓએ સરકારી તેમજ અર્ધસરકારી શાળાઓનાં ભણતર છોડયાં; કેટલાકોએ લડતમાં ઝંપલાવ્યું



તો કેટલાકો રાષ્ટ્રિય શિક્ષણ સંસ્થાઓમાં જોડાયા. તેમાંના એક તે કમળાશંકર લલ્લુભાઇ પંડયા. એમનો જન્મ રાજપીપળા રાજ્યમા ૧૯૦૪ ની સાલના ઓક્ટોબર માસની વીસમી તારિખે તે વખતના રાજપીપળા રાજ્યના ન્યાયાધિશ શ્રી૦ લલ્લુભાઇ રામચંદ્ર પંડયાને ત્યાં થયેલો.

વિદ્યાર્થી જીવનમાં ઉંચી કક્ષાએ ઉત્તિર્ણ થઈ વધુ શિક્ષણાર્થે તેઓ વિલ્સન કૉલેજમાં ગયા પરંતુ અસહકારની ચળવળ અને પૂ. મહાત્માજીના આદર્શ ત્યાગની જીવન પર અસર થતાં તેમણે કૉલેજ છોડી અને ગુજરાત વિદ્યાપીઠમાં જોડાઇ ગયા. જ્યાં ૧૯૨૪ માં તેઓ ગ્રેજ્યુએટ થયા. પછી વેપાર ધંધામાં પ્રવૃત્ત બન્યા.

૧૯૩૦–૩૨ માં માતૃભૂમિની આઝાદીની લડતનાં મંડાણ થતાં સઘળો વેપાર સંકેલી લઇ રાષ્ટ્રયજ્ઞની પૂનિત જ્વાળામાં પડતું મૂક્યું. પંચમહાલ જીલ્લામાં તથા હાલોલ તાલુકામાં જોરશોરથી નાકરની લડતની દોરવણી કરી. પરિણામ જેલયાત્રા. જેલનિવાસ પૂરો થતાં શ્રી૦ જયપ્રકાશ નારાયણ તથા શ્રી૦ મસાણી સાથે મંત્રણા ચલાવી અખિલ હિંદ મહાસભા સમાજવાદી પક્ષની સ્થાપના કરી. જેની કારોબારી સમિતિના તેઓ સભ્ય છે. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય તરીકે ૧૯૩૦ થી ચુંટાતા આવ્યા છે.

ગુજરાત કાઠીઆવાડમાં સમાજવાદના પ્રચાર અંગે તેઓ ભારે જહેમત ઉઠાવી રહ્યા છે. પંચમહાલ જીલ્લો તેમની પ્રવૃત્તિઓનું કેન્દ્ર સ્થાન. જીલ્લા સમિતિ, યુવક, ખેડુત, વિદ્યાર્થી તથા મઝદુર પ્રવૃત્તિને ક્રાંતિકારી ઝોક આપી પ્રજાની તાકાત વધારી રહ્યા છે. ૧૯૩૧ માં ગુજરાત મધ્યસ્થ યુવક સંઘની સ્થાપનામાં તથા ૧૯૩૬ માં ગુજરાત કિસાન સભાની સ્થાપનામાં તેમનો મહત્વનો ફાળો છે.

૧૯૩૭ માં મહાસભાવાદી સભ્યોને ધારાસભાની ચુંટણીમાં સફળ બનાવવાની પ્રવૃત્તિમાં, દાહોદ–ઝાલોદના દુષ્કાળ પ્રસંગે રાહત ચળવળ ચલાવી સરકારને લાખો રૂપીઆની મદદ આપવાની ફરજ પાડવામાં, ફ્રીલેંડ ગંજના રેલ્વે કારખાનાના મઝદુરોની મુશ્કેલીઓ દૂર કરી તેમને રાહત અપાવવાની લડતમાં, ઉમેટા રાજ્યની ખેડુત હક્કની લડતમાં, સીધરોટ ગજ્યના ખેડુતોમાં જાગૃતિનાં પૂર રેલાવવામાં તેમનો આગેવાનીભર્યો ભાગ હતો.

ગુજરાત તથા મધ્ય ભાગત એમનો કાર્યપ્રદેશ છે જ્યાંની લગભગ પ્રત્યેક સંસ્થાઓમાં જવાબદારીભર્યું સ્થાન ધરાવે છે. રાષ્ટ્રભાવના અને સેવાધગશ તેમની રગેરગમાં પ્રસરેલી છે.

## શ્રી૦ કનૈયાલાલ દેસાઇ

સુરત જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ શ્રી૦ કનૈયાલાલ નાનાભાઇ દેસાઇ સુરત જીલ્લામાં કાનજીભાઇના વ્હાલસોયા નામથી વધુ જાણીતા છે. તેઓ ઓરપાડના જમીનદાર તથા વતનદાર દેસાઇ છે.

૧૯૦૭ ના મહાસભા અધિવેશનમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. ૧૯૩૦–૩૨ ની લડતમાં તેમણે તેમજ તેમના કુટુંબે ઝંપલાવ્યું હતું. પરિણામે તેમની દેસાઇગીરી જપ્ત થઇ તથા સજા અને દંડની શિક્ષા સાંપડી. આદર્શ આત્મભોગ. મહાસભાનું પ્રધાનમંડળ સત્તા પર આવતાં દેસાઇગીરી તેમને પાછી સુપ્રત થઇ.



હરિપુરા ખાતે સુભાષબાબુના પ્રમુખપદે ભરાયલા અધિવેશન પ્રસંગે સ્વાગત સમિતિના પ્રધાન મંત્રી તરીકે તેમની પસંદગી થઇ હતી. એ અધિવેશનને સફળ બનાવવામાં તેમનો અગ્ર ફાળો હતો. તેમનું નિવાસસ્થાન મહાસભાની છાવણી જેવું બની ગયું હતું.

હમણાં તેઓ ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિની વ્યવસ્થા સમિતિના તથા ગુજરાત મધ્યસ્થ લોકલ બોર્ડના સભ્ય અને વર્ષોથી સુરત જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ છે.

સંગઠન તથા વ્યવસ્થાશક્તિ તેમનામાં અજબ છે. સ્વભાવે શાંત અને પ્રેમાળ છે. સૌના " કાનજીભાઈ. "

## લેડી વિદ્યાગૌરી નીલકંઠ

ગુજરાતમાં પ્રથમ સ્ત્રી-ગ્રેજ્યુએટ થવાનું મોઘું માન મેળવનાર લેડી વિદ્યાગૌરી રમણલાલ નીલકંઠનો જન્મ ૧૮૭૬ ની સાલના જુન માસની પહેલી તારિખે સંસ્કારી માતાપિતાના પાલવે અમદાવાદ ખાતે થયો હતો.

જે જમાનામાં સ્ત્રી-શિક્ષણ સામે સખ્ત વિરોધ પ્રવર્તતો હતો તેવા જમાનામાં એમના પિતાશ્રી ગોપીલાલ મણિલાલ ધ્રૂવ જેઓ સરકારી જ્યુડિશિઅલ ખાતાના મોટા હોદ્દાપર હતા તેમણે અને માતુશ્રી બાળાબ્હેને હિંમત અને દ્દઢતાપૂર્વક પોતાની પુત્રીઓને કેવળ પ્રાથમિક માધ્યમિક કેળવણી જ નહિ પરંતુ લોકાપવાદ સહન કરીને ગ્રેજ્યુએટ બનાવી હતી. પંદર વર્ષની ઉંમરે લેડી વિદ્યાબ્હેન મેટ્રિકમાં ઉત્તિર્ણ થયાં અને પછી તેમનાં લગ્ન સર રમણભાઇ સાથે થયાં છતાં તેમના અભ્યાસમાં ખામી ન આવી.



સાંસારિક કર્તવ્ય અદા કરવાની સાથે તેઓ તથા એમનાં નાનાં બ્હેન સૌ શારદાબ્હેન ૧૯૦૧ માં અમદાવાદની ગુજરાત કૉલેજ-માંથી ગ્રેજ્યુએટ થયાં. અન્ય ગુજરાતણો માટે માર્ગ મોકળો થયો. જનતાએ આ પ્રથમ ગ્રેજ્યુએટ થનાર બ્હેનોનો સત્કાર કર્યો; એમના માનમાં ગાનપત્રોના મેળાવડા થયા.

લગભગ ચાલીસ વર્ષોથી તેઓ સમાજની અને ગુજરાતી સાહિત્યની સેવા કરતા આવ્યા છે અમદાવાદની અનેક સામાજીક, સાહિત્યક તથા કેળવણી સસ્થાઓની પ્રવૃત્તિઓ સાથે એમનુ જીવન સંકળાયલુ છે અમદાવાદ મ્યુનીસીપાલીટી, સ્કુનબોર્ડ, વર્નાક્યુલર સોસાયટી, સ્ત્રી હોસ્પીટલ અખિલ હિંદ મહિલા પરિષદ તેમજ અન્ય અનેક સસ્થાઓના પ્રમુખ, ઉપપ્રમુખ અથવા માનદ મત્રી તરીકેના ઓહદાઓ તેમણે ભોગવ્યા છે અને હજીએ ભોગવે છે. વૃદ્ધાવસ્થા છતા સેવાભાવના રૂધાઇ નથી એમના સાર્વજનિક કાર્યોની કદર બુજીને જનતાએ જાહેર મેળાવડાઓ સમક્ષ માનપત્રો આપ્યા હતા સરકારે બી. ઈ અને કૈસરે હિંદ (સેકન્ડ કનાસ)ના ઇલ્કાબોની નવાજેશ કરી એ લોકપ્રિયતાની પ્રતીતિ.

આમ જાહેર જીવનમા એમનુ જીવન ઓતપ્રોત બનવા છતાં એક ઉત્તમ ગૃહિણી તરીકેની ફરજો પણ તેઓ અદા કરતા આવ્યા છે સાક્ષર તથા અનુવાદક તરીકે શુભ નામના મેળવી છે એમના પાચે પુત્રીઓ ગ્રેજ્યુએટ છે.

ગુજરાત એમના જેવા વિરલ સ્ત્રી-રત્નોથી ગૌરવવતુ છે તેઓ વધુ આયુષ્ય ભોગવી પોતાની શક્તિના ગુજરાતને વધુ પાન કરાવે એ જ પ્રાર્થના

## શ્રી મોરારજી દેસાઈ

**દેશબાંધવોના** રક્તે રંગાયલો રોટલો ખાવા કરતાં કટોકટીના પ્રસંગે દેશબાંધવોની પડખે ઉભા રહેનાર અમદાવાદના માજી ડેપ્યુટી કલેકટર શ્રી૦ મોરારજી રણછોડજી દેસાઇના નામથી જનતા અપરિચિત નથી.

એમનો જન્મ ૧૮૯૬ ની સાલમાં વલસાડ ખાતે અનાવિલ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. બી. એ. બન્યા અને પછી સરકારી નોકરીમાં દાખલ થયા. દશ પંદર વર્ષની નોકરી દરમ્યાન અમદાવાદના ડેપ્યુટી કલેકટર તથા કલેકટર પર્સનલ આસીસ્ટંટનો હોદ્દો ભોગવ્યો.



૧૯૩૦ ની સાલમાં મહાસભાએ સરકાર સામે મોરચા માંડયા. સ્વાતંત્ર્યપ્યાસી નરનારીઓએ ભારતની આઝાદી કાજે પગલું મૂકયું; દેશબાંધવો પર ક્રૂરતા વાપરવા કરતાં રાષ્ટ્રપ્રેમી સરકારી નોકરોએ રોટલો છોડયો. કેટલાક દેશબાંધવોની પડખે આવી ઉભા. તેમાંના એક તે શ્રી૦ મોરારજી દેસાઇ, જેમણે પોતાના માનવંતા હોદ્દાને લાત મારી, એટલું જ નહિ પરંતુ આઝાદીના યજ્ઞમાં ઝુકી પડ્યા. ૧૯૩૦–૩૨ની લડતમાં તેમણે અનેક વેળાએ આકરી સજાઓ ભોગવી.

૧૯૩૭ માં મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા. શ્રી૦ મોરારજી દેસાઇની સેવાઓ અને અનુભવની કદર થઇ. તેમને મહેસુલ ખાતાના પ્રધાન બનાવવામાં આવ્યા. ગત સત્યાગ્રહની લડતમાં રોટલા

વિહોણા બનેલા ખેડુતોના આંગણે જઇને તેમને તેમની જમીનો પાછી આપી. હજી જો મહાસભા હોદ્દા પર ચાલુ હોત તો જનતાને તેમની સેવાનો વધુ લાભ મળ્યો હોત.

તેઓ શિસ્ત, સંયમ અને સાદાઇના પ્રેમી છે. જનતાને તેનો ઉપદેશ આપે છે અને જીવનમાં ઉતારે છે. જીવનની સાદાઈ એમનો મુદ્રાલેખ છે. કોઈ યુવાનને જ્યારે તેઓ શીસ્ત વિનાનું વર્તન કરતાં જુએ છે ત્યારે તેમનું હૈયું ઉકળી આવે છે અને પોકારી ઉઠે છે " તમારા પર દેશનો આધાર છે. યુવાનો શિસ્તવિહોણા, વ્યસની અને ચારિત્ર્યહીન હશે તો હિંદ મેળવેલી સ્વતંત્રતા જીરવી શકશે નહિ.'

તેઓથી ગુજરાત મહાસભા સમિતિના મંત્રી તરીકે વર્ષોથી ચુંટાતા આવ્યા છે. આ વરસે પણ તેઓ મંત્રી તરીકે ચુંટાયા છે. રાષ્ટ્રની સેવા બજાવવા પ્રભુ તેમને વધુ શક્તિ અને આયુષ્ય આપો.

## ડૉ૦ ગીલ્ડર

મુંબઈ સરકારના માજી પ્રધાન અને મહાત્માજીના પ્રિય તબીબ ડૉ૦ મંચેરશાહ ધનજીશાહ ગીલ્ડરનો જન્મ મુંબઇ ખાતે ૧૮૮૨ ની સાલના નવેંબર માસની પાંચમી તારિખે થયેલો.

એમનું વિદ્યાર્થી જીવન ઉજ્જ્વળ હતું; હરહંમેશ ઉંચા નંબરે પરિક્ષાઓમાં પસાર થતા. મુંબઈ તથા વિલાયતમાં અભ્યાસ પુરો કરી બી. એ., એલ. એમ. એન્ડ એસ. તથા એફ. આર. સી. એસ. બન્યા. મુંબઇ ખાતે દવાખાનું ખોલ્યું. તેઓ હૃદયના રોગોના નિષ્ણાત છે. અનેક હોસ્પીટલોમાં તેઓ પોતાની સેવાનો લાભ આપી રહ્યા છે. પૂ૦ મહાત્માજીની તબીઅત જરાએ અસ્વસ્થ બનતાં તેમની સારવારમાં હાજર થાય છે.



તેઓ રાષ્ટ્રપ્રેમી તથા સામાજીક કાર્યકર્તા છે. મહાસભાએ એમની કદર કરીને ૧૯૩૭ માં મુંબઇના મહાસભાવાદી પ્રધાન મંડળમાં તંદુરસ્તી ખાતાના પ્રધાન બનાવ્યા હતા.

મુંબઇ ઇલાકામાં દારૂનિષેધની યોજના અમલમાં મૂકી તેને સફળ બનાવવામાં તનતોડ પ્રયાસો કર્યા હતા. ગરિબોના આશિર્વાદ.

મુંબઇ યુનિવરસીટી સેનેટ તથા ધારાસભાના તેઓ જુના સભ્ય છે. સત્ય માર્ગે જતાં તેઓ ગમે એવા વિરોધીની પરવા કરતા નથી. એમને પત્ની પણ સેવાભાવિ મળ્યાં છે. શ્રીમતિ હીરાબાઇ સામાજીક તેમજ રાજકીય પ્રવૃત્તિઓમાં ઉંડો રસ ધરાવે છે. હિંદને એમની સેવાઓનો વધુ લાભ મળે એ જ પ્રાર્થના.

## શ્રી૦ ગણેશ માવલંકર

મહાસભાએ બ્રિટિશ સરકાર સામે મુક્તિ-સંગ્રામની જાહેરાત કરી ત્યારે અમદાવાદમાં મ્યુની૦ના કેટલાક સભ્યો તરફથી મુંબઇના ગવર્નરને માનપત્ર અર્પણ કરવાની હિલચાલ શરૂ કરવામાં આવેલી પરંતુ એ પ્રસંગે મ્યુની૦ના પ્રમુખસ્થાને શ્રી૦ ગણેશ વા. માવલંકર હતા. તેમણે એ બાબતનો સખ્ત વિરોધ કર્યો. આખરે ગવર્નરને માનપત્ર ન અપાયું. એ વિરલ વ્યક્તિનો જન્મ વડોદરા ખાતે ૧૮૮૮ ની સાલના નવેંબર માસની ૨૬ મી તારિખે દક્ષીણી કાનડી બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.



એમનું વિદ્યાર્થીજીવન ઉજ્જ્વળ હતું. યુનિવરસીટીની બી. એ., એલ એલ. બી. ની પરિક્ષામાં પ્રથમ નંબરે આવ્યા હતા. પચ્ચીસ વર્ષની ઉંમરે તેઓ જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતા થયા હતા. ૧૯૧૩ માં ગુજરાત કેળવણી મંડળના મંત્રી તરીકે તેમની નિમણુંક થઇ અને ત્યાર બાદ આફ્રિકાથી મહાત્માજી અમદાવાદ ખાતે આવી પુગતાં તેમની સાથે કામે લાગી ગયા. આજ પર્યંત તેઓ ચુસ્ત મહાસભાવાદી તરીકે સેવા બજાવતા આવ્યા છે.

હોમરૂલ ચળવળ, અસહકારી ચળવળ, નાગપુર સત્યાગ્રહ, ખેડા જીલ્લા સત્યાગ્રહ અને ગત ૧૯૩૦-૩૨ ના મુક્તિસંગ્રામમાં તેમણે સક્રિય ફાળો આપ્યો હતો તથા આકરી સજાઓ અપનાવી હતી.

૧૯૧૮ ના ઇન્ફ્લુએન્ઝા, ૧૯૧૯ ના દુષ્કાળ અને ૧૯૨૭ ના રેલસંકટ પ્રસંગે કીંમતી સેવાઓ બજાવેલી ૧૯૨૮ મા ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓની પ્રિન્સીપાલ મીરાઝની નીતિના વિરોધાર્થે પાડેલી હડતાલની આગેવાની લીધી હતી

ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિ, હરિજન આશ્રમ સંચાલન સમિતિ, અખિલ હિંદ કાંતણ મંડળ, તથા ગુજરાત સભાના જવાબદારીભર્યા ઓદ્ધાઓએથી કીંમતી સેવાઓ બજાવી છે અને આજે પણ તેઓ તેમાં અગ્રસ્થાન ભોગવે છે

એમની સેવાઓની કદર કરીને મહાસભાએ એમને મુબઇ ધારાસભાનો ઓન૦ સ્પીકરનો માનવંતો ઓદ્ધો નવાજેશ કર્યો હતો સંગીન સેવા એ જ મુદ્રાલેખ

## શ્રી૦ ગણપતિશંકર દેસાઈ

**મ**હાસભાના મૂંગા સેવક શ્રી૦ ગણપતિશંકર નારણજી દેસાઇનો જન્મ ૧૮૯૯ ની સાલમાં જાન્યુઆરી માસની ૧૮ મી તારિખે મુંબઈ ખાતે થયેલો.

સ્થિતિ ગરિબ એટલે પુરતી કેળવણી ન લઇ શકયા. તેર વર્ષની નાની વયે તેર રૂપિઆના પગારે નામુ લખનાર મહેતાજી તરીકે નોકરીઆત જીવનની શરૂઆત કરી અને ત્યાર પછી આગેવાન ઇનકમટેક્ષ ઓફીસોમાં અનુભવ લઇને તેઓએ લગભગ ૧૯૨૭–૨૮ માં સ્વતંત્ર ઓફીસ કાઢી.



હોમરૂલ લીગની ચળવળથી તેમનું દ્રષ્ટિબિંદુ રાજકીય ક્ષેત્ર તરફ ફેરવાયું. શ્રી૦ ઉમર સોબાની અને શ્રી૦ શંકરલાલ બેંકર સાથે એ ચળવળમાં ઉત્સાહભર્યો ભાગ લીધો. ૧૯૩૦–૩૨ ની રાષ્ટ્રની આઝાદીની લડતમાં પડયા; પાંચ વખત સજાઓ ભોગવી. પચ્ચીસ વર્ષોથી તેઓ મહાસભાની એકધારી સેવાઓ બજાવતા આવ્યા છે. મહાસભાના સાચા સૈનિક તરીકે સોંપાયલી ફરજો અદા કરવામાં કર્તવ્ય સમજે છે.

વીસ વર્ષથી મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય છે. પાંચ વર્ષ સુધી તેના મંત્રી તરીકે સેવાઓ બજાવી છે. મુંબઇ

ખાતે ભરાયલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓ સામાન્ય મંત્રી તરીકે નીમાયા હતા. આ ઉપરાંત દારૂનિષેધ પ્રવૃત્તિઓમાં, ગુજરાત જળપ્રલય પ્રસંગે તથા ઇનફ્લુએન્ઝાના સમયમાં સારી સેવાઓ બજાવી હતી.

મુંબઈ મ્યુની. કોરપોરેશનમાં તેઓ મ્યુની. મહાસભા પક્ષના મંત્રી છે. સ્કુલ્સ કમીટીના સભ્ય તરિકે ફરજીઆત કેળવણીના અમલમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા છે.

સાદાઈ અને સ્નેહાળ સ્વભાવ સૌને આકર્ષે છે. શ્રી૦ મુનશીજી તો એમને ભુલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના ભિષ્મપિતા તરીકે જ સંબોધે છે.

## આયુર્વેદિક ફીઝીશ્યન શ્રી૦ પ્રતાપરૉય રાજવૈદ્ય

વૈદ્યરાજ શ્રી૦ પ્રતાપરૉય ત્રમ્બકલાલનો જન્મ ૧૮૯૮ ની સાલમાં કુંડલા ખાતે થયેલો. એમનું મૂળ વતન ભાવનગર તાબાના કુંડલા શહેરમાં. વિદ્વાન પિતાના ચરણોમાં બેસીને એમણે વૈદક–શાસ્ત્રના અમૃત પચાવ્યાં છે છતાં તેનો આડંબર નથી.

એમના ચિકિત્સાલયની સ્થાપના ૧૯૦૧ માં ભૂલેશ્વર ખાતે આવેલા કેથેડ્રલ સ્ટ્રીટમાં થયેલી. જે હજી પણ તે જ વિસ્તારમાં ચાલુ જ છે; પિતાની કીર્તિને વધુ ઉજ્જ્વળ બનાવી છે. પ્રચલિત પાશ્ચાત્ય ચિકિત્સા કરતાં આયુર્વેદની ચઢીઆતી મહત્તા તેમણે સ્થાપિત કરી છે.



એમની વિદ્વત્તાનો હેતુ કેવળ કમાણી કરવામાં સમાતો નથી. જ્યારે જ્યારે જનતામાં રોગચાળો ફાટી નીકળે છે ત્યારે આમ-જનતાના હિતાર્થે વર્તમાનપત્રોદ્વારા તે રોગના ઉપાયો સૂચવતા આવ્યા છે. શિતળા અને વાળાના ઉપદ્રવ પ્રસંગે અસરકારક ઔષધની શોધખોળ કરીને અનેક દર્દીઓને એમણે બચાવી લીધા હતા. જાહેર મેળાવડા સમક્ષ માનપત્ર આપી જનતાએ એમની સેવાઓની કદર કરી.

૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં જ્યારે રાષ્ટ્રભાવનાથી ઉછળતા

સૈનિકોએ પડતું મૂકયું ત્યારે કોઇ પણ જાતની આશા રાખ્યા વિના નિઃસ્વાર્થે તેમની સારવાર કરવા તેઓ આગળ ધસી આવ્યા હતા. જ્યારે કોંગ્રેસ હૉસ્પિટલની પણ સ્થાપના થઇ ન હતી. હજારો સૈનિકો એમની માયાળુ સારવાર માટે આજે પણ મમતા ધરાવે છે. મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિએ એમની સેવાઓની કદર કરતું પ્રમાણપત્ર આપ્યું અને સરદારશ્રી વલ્લભભાઇએ તથા સ્વ. પંડીત મોતીલાલ નહેરૂએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં.

તેઓ સ્વભાવે સરળ અને રમુજી છે. સેવા મુદ્રાલેખ.

## શ્રી૦ મથુરાદાસ ત્રિકમજી

પૂ૦ મહાત્માજી આફ્રિકાથી હિંદ પાછા ફર્યા ત્યારથી કાયદાનો અભ્યાસ છોડી તેમની સાથે રાજકિય પ્રવૃત્તિમાં જોડાઈ જનાર શ્રી૦ મથુરાદાસ ત્રિકમજીનો જન્મ ૧૮૯૪'ની સાલના ઑગસ્ટ માસની ૩૧ મી તારિખે મુંબઈ ખાતે મોઢ વણિક જ્ઞાતિમાં થયેલો. તેઓ મૂળ પોરબંદરના.



૧૯૧૪ માં તેઓ બી. એ. થયા અને લૉ કૉલેજમાં દાખલ થયા. આજ અરસામાં આફ્રિકાથી મહાત્માજી હિંદ પધાર્યા. આજ સમયથી રાષ્ટ્રવાદ તરફ તેમનું આકર્ષણ શરૂ થયું અને કાયદાના અભ્યાસને તિલાંજલિ આપી તેમની સાથે તેઓ રાષ્ટ્રસેવાના કાર્યમાં જોડાઈ ગયા. " મહાત્માજીની વિચારસૃષ્ટિ " એ નામક પુસ્તક પ્રસિદ્ધ કરી મહાત્માજીનો તેમણે ગુજરાતને પ્રથમ પરિચય કરાવ્યો અને મહાત્માજીની ઇચ્છાનુસાર " સ્વ૦ ગોખલેજીનાં ભાષણોનો અનુવાદ પ્રસિદ્ધ કરીને જનતાને રાષ્ટ્રિયતાનાં પાન કરાવવામાં ફાળો આપ્યો.

પંજાબના હત્યાકાંડની મુલાકાતે મહાત્માજી ગયા ત્યારે તેઓ તેમના મંત્રી તરીકે સાથે ગયા હતા અને તપાસ પંચ સમક્ષ પડેલી જુબાનીઓનો તરજુમો કરીને પ્રગટ કરવામાં મહાસભાને મદદ કરેલી. રૉલેટ ઍક્ટનો વિરોધ કરવામાં, મુંબઈ કોટ જીલ્લા

મહાસભા સમિતિની સ્થાપનામા, " તિલક સ્વરાજ ફંડ "નો ફાળો ઉઘરાવવામા તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો અને ૧૯૨૩ની સાલમા સ્વ વિઠ્ઠલભાઇની " નેશનાલીસ્ટ પાર્ટી " તરફથી મ્યુનિસિપલ ચુટણીમા ફતેહમદ થયા હતા. ૧૯૨૫ની સાલમા તેમને ક્ષયરોગની બિમારી લાગુ પડી અને તે અગે એમની પ્રવૃત્તિઓ સકેલી લેવાની એમને ફરજ પડી

ક્ષયની બિમારી હજી તો આમ ભોગવતા હતા તેવામા ૧૯૩૦ મા મહાસભાએ રાષ્ટ્ર સમક્ષ સગ્રામનો સદેશ રજુ કર્યો મહાસભાની કારોબારી સમિતિમા તેઓ જોડાઇ ગયા. મુક્તિસગ્રામ કરેતા જીવન વહાનુ ન ગણ્યુ. શ્રી૦ જમનાલાલ બજાજ પકડાઇ જતા ખજાનચી તરીકેની જવાબદારી ઉઠાવી લીધી દિલ્હી ખાતે ડૉ૦ અનસારીના નિવાસસ્થાને કારોબારીના સભ્યોની ના૦ વાઇસરૉયના હુકમસર થયેલી ધરપકડમા તેઓ સમાઇ ગયા ૧૯૩૦–૩૨ ની લડતમા તેમણે જેલયાત્રાઓ ભોગવી

૧૯૩૪ મા મુબઈ ખાતે મળેલી મહાસભાની બેઠક પ્રસગે " અબ્દુલ ગફારખાન " નગરની રચનામા તેમણે ભારે જહેમત ઉઠાવેલી. ૧૯૩૯ મા તેઓ મ્યુનિ૦મા મહાસભા પક્ષ તરફથી ચુટાઇ આ યા અને એ પક્ષના આગેવાન તરીકે તેમની વરણી થઈ ૧૯૪૦ મા તેઓ મુબઈ મ્યુનિસિપલ કોરપોરેશનના મેયર તરીકે ચુટાયા સેવાઓની કદર.

૧૯૩૮ મા મુબઈ, અમદાવાદ તથા સોલાપુરના મકાનોના ભાડાની તપાસ માટે મુબઇ સરકાર તરફથી નિમાયલી " ભાડા તપાસ સમિતિ "મા તેઓ પ્રમુખ તરીકે નિમાયા હતા તેઓ સેનેટર છે

શ્રી૦ મથુરાદાસ મૂગા અને સગીન સહૃદયી કાર્યકર્તા છે. સાચાઈ અને નિરાભિમાન મુદ્રાલેખ

## શ્રી૦ મણીભાઈ જેમલ શેઠ

લાલસા રહીત પરોપકારી વૃત્તિ સેવનાર સુરત મહાસભાવાદી શ્રી૦ મણીભાઇ જેમલ શેઠનો જન્મ ગરિબ પિતાના પેટે ભાવનગર રાજ્યમાં થયેલો. ગરિબ અવસ્થા અને પિતાના અવસાનના કારણે વધુ અભ્યાસ થઇ ન શક્યો. આજીવિકાનો પ્રશ્ન મુઝવી રહ્યો.

શ્રી૦ મણીભાઇ મુંબઇ આવ્યા અને રૂપિઆ સાતના પગારે શેર બજારમાં નોકરીએ વળગ્યા. અનેકવિધ હાડમારીઓનો સામનો કરીને તેઓ આગળ ધપ્યા; ઉન્નતિ સાધી. મહાજન એસોસીએશનના સભ્ય બન્યા અને ૧૯૩૬ માં ડિરેકટર તરીકે ચુંટાયા. કર્તવ્ય-પરાયણતાનું પરિણામ.



૧૯૨૧ ની સાલમાં અસહકારની ચળવળના મંડાણ થયાં. શ્રી૦ મણીભાઇથી શાંત ન રહેવાયું. રાજકિય ચળવળમાં દોરવાયા. ૧૯૩૦–૩૨ ની લડતમાં તથા રાજકોટ સત્યાગ્રહમાં એમણે સજાઓ ભોગવી છે. આ ઉપરાંત એમની અન્ય સેવાઓ પણ નોંધને પાત્ર છે. હરિપુરા મહાસભા પ્રસંગે સરદારશ્રી વલ્લભભાઈ પટેલ મુંબઈના આંગણે આવ્યા ત્યારે એમની ઝોળી ભરાવી આપવામાં, મુંબઇની મહાસભા-વાદી સરકારની દારૂબંધીની યોજનામાં, મુંબઇ ખાતે ભરાયેલા

મહાસભાના અધિવેશન પ્રસંગે તથા ૧૯૩૨-૩૫ ના કોમી હુલ્લડોના પ્રસંગોએ પોતાની જાતને મૃત્યુનાં જડબાંમાં મૂકીને સેંકડો માણસોને જાનજોખમ થતા બચાવવામાં તેમણે પ્રશંસનીય સેવાઓ બજાવી છે. જૈન કોમના યુવાનોની પ્રવૃત્તિમાં એમનો હિસ્સો આગેવાનીભર્યો છે. આમ શ્રી૦ મણીભાઈનો સામાજિક તેમ જ રાજકિય પ્રવૃત્તિઓમાં માર્ગ મોકળો કરી આપવા માટે; સરળ થઇ પડવા માટે તેમના પત્ની શ્રીમતિ લીલાવતિબ્હેનને ધન્યવાદ ઘટે છે.

શ્રી૦ મણીભાઈ મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય તથા મુંબઇ મ્યુનિસિપાલ કોરપોરેશનના મહાસભા પક્ષના સભ્ય છે. મહાસભાના સાચા સૈનિક તરીકે હુકમને આધીન થતાં તથા જવાબદારીભર્યા હોદ્દાઓની ફરજો બજાવતાં તેમને આવડે છે.

મુશ્કેલ પરિસ્થિતિમાં પણ સેવામાર્ગમાં સ્વાર્થને આવવા દીધો નથી. એક જ શ્રદ્ધા અને એક જ તમન્ના; રાષ્ટ્રસેવા.



## શ્રી૰ મંગળદાસ પકવાસા

મુંબઈની ધારાસભાના પ્રમુખ ઓન૰ શ્રી૰ મંગળદાસ મંછારામ પકવાસાનો જન્મ ૧૮૮૨ ની સાલના મે માસની સાતમી તારિખે મુંબઇ ખાતે મોઢ વણિક જ્ઞાતિમાં થયો હતો.

વિદ્યાર્થી જીવન યશસ્વી હતું. સ્કૉલરશીપ અને ઇનામો સાથે ૧૯૦૨ ની સાલમાં તેઓ સેકન્ડ ક્લાસમાં પસાર થયેલા. ત્યાર બાદ ૧૯૦૭ માં સોલીસીટરની પરિક્ષામાં પસાર થયા અને મુંબઇની એક આગેવાન સોલીસીટરની પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા.



પ્રથમથી જ રાષ્ટ્રવાદી ભાવનાના એટલે ૧૯૩૦–૩૨ ની લડત શરૂ થતાં તેમાં પડતું મૂકયું અને જેલયાત્રાઓ ભોગવેલી.

૧૯૩૭ ની સાલમાં મહાસભા પક્ષ તરફથી ધારાસભામાં ચુંટાઇ આવેલા. અને ત્યારથી જ તેમની ધારાસભાના પ્રમુખ તરીકે વરણી થયેલી.

તેઓ ભારત ચરખા સંઘ તથા ગ્રામ્ય ઉદ્યોગ સંઘના કાયદાના સલાહકાર તથા શ્રીમતિ કસ્તુરબા સેવાશ્રમના ટ્રસ્ટી છે. સ્વભાવે શાંત તથા નિરાડંબરી.

## શ્રી૦ જે. આર. ડી. તાતા

શ્રી૦ જહાંગીર આર. ડી. તાતા હિંદના ઉદ્યોગપતિઓમાં અગ્રસ્થાન ભોગવી રહ્યા છે. ૩૫ વર્ષની નાની ઉંમરે મેસર્સ તાતા સન્સ લી૦ના ચેરમેનપદે પુગ્યા છે.



ફ્રાન્સમાં તેમણે લશ્કરી તાલીમ લીધી હતી.

તેમણે સર નવરોજી સકલાતવાલાના હાથ તળે ધંધાની તાલીમ લીધી છે. પિતાના મૃત્યુ બાદ તેમને તાતા કંપનીમાં ડિરેકટર તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

તાતા કંપનીઓ ઉપરાંત અન્ય અનેક આદ્યોગિક કંપનીઓમાં તેઓ મહત્વનું સ્થાન ધરાવે છે.

તેઓ કુશળ વિમાની હોઇ તાતા એવીએશન ખાતાના આપખુદ સંચાલક છે. નાની ઉંમરમાંની તેમની પ્રગતિ ઉજ્જ્વળ ... રૂપ લેખી શકાય.



## શ્રી૦ રૂસ્તમજી મસાણી

મુંબઇ મ્યુનિસિપલ કોરપોરેશનના કમિશ્નરના હોદ્દાનું પ્રથમ માન પ્રાપ્ત કરનાર શ્રી૦ રૂસ્તમજી પેસ્તનજી મસાણીનો જન્મ ૧૮૭૬ ની સાલના સપ્ટેંબર માસની ત્રેવીસમી તારિખે મુંબઇ ખાતે ખાનદાન કુટુંબમાં થયો હતો.

યશસ્વી વિદ્યાર્થી જીવનમાં બી. એ. અને એમ. એ. ની પરિક્ષામાં તેઓ અંગ્રેજી અને પરશીઅન વિષયમાં પ્રથમ આવેલા. અને ઇનામો તથા સ્કોલરશીપો મેળવી હતી.



વિદ્યાર્થી જીવનમાંથી જ તેમને સાહિત્ય અને પત્રકારિત્વનો શોખ લાગ્યો હતો. ૧૮૯૭ તથા ૯૯ માં અનુક્રમે " કયસરે હિંદ " તથા " ઇન્ડીઅન સ્પેકટેટર "ના અંગ્રેજી વિભાગના તંત્રી તરીકે તેમની નિમણુંક થયેલી. લેખક તથા વકતા તરિકે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવે છે.

૧૯૧૦ માં મ્યુની૦માં હેડ કલાર્કની જગ્યા મળતાં તેમણે અન્ય પ્રવૃત્તિ સંકેલી લીધી અને એ જ નોકરીમાંથી દિનપ્રતિદિન આગળ ધપતાં આખરે ૧૯૨૨ માં મ્યુનિ૦ કમિશ્નરના હોદ્દે પુગ્યા હતા. જે માટેનું હિંદી તરીકેનું પ્રથમ માન તેમના જ ફાળે જાય છે.

સાહિત્ય, જનસેવા તથા ધારાસભામાં જોડાવાની ઇચ્છાએ

પોતાની મુદત પુરી થવાના દશ વર્ષ અગાઉથી સ્વેચ્છાએ તેમણે મ્યુનિ૦ કમિશ્નરના હોદ્દાનું રાજીનામું આપ્યું. પરંતુ સેંટ્રલ બેંકના ડિરેકટરો તરફથી બેંકમાં જોડાવાનું આમંત્રણ મળતાં બેંકીંગનો અભ્યાસ કરવા વિલાયત ગયેલા અને ત્યાંથી આવ્યા બાદ અનુક્રમે બેંકની શાખાના તથા બેંકના જનરલ મેનેજર તરીકે તેમની નિમણુંક થયેલી.

આજે તેઓ અનેક બેંક તથા વિમા કંપનીઓના ડિરેક્ટર છે ઉપરાંત હિંદી વેપારી ચેંબર તથા બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની સ્થાનિક સલાહકાર સમિતિના સભ્ય છે. કેળવણી, સખાવતી તથા સામાજિક સંસ્થાઓમાં અગત્યનું સ્થાન ભોગવે છે. બાળકો તથા વેશ્યાઓને લગતા ધારાઓ ઘડવામાં તેમનો હિસ્સો આગળ પડતો છે.

૧૯૧૪ ના વિશ્વયુદ્ધ પ્રસંગે ફુડ પ્રાઇસ કમિટિ તથા રેંટ કંટ્રોલ સમિતિના સભ્ય તરીકે તથા ૧૮૯૭-૯૮ ની સાલમાં એલ્ફિન્સ્ટન કોલેજના ફેલો તરીકે ૧૯૨૪ ની મિલ હડતાળ બોનસ તપાસ સમિતિના સભ્ય તરીકેની તેમની નિમણુંક થઇ હતી. સિંધ રીલીફ ફંડ, દુષ્કાળ રાહત ફંડ, દાદાભાઇ નવરોજી સ્મારક ફંડ ઉઘરાણા વિગેરેમાં તેમનો કીંમતી ફાળો છે.

બેંકર્સ ઇન્સ્ટિટયુટ, ઓમ્બે યુનિ૦ ફેલો તથા કોમર્સ સ્ટડીઝ સિન્ડિકેટ બોર્ડના તેઓ પ્રમુખ છે. ૧૯૩૯ માં મુંબઇ યુનિવર્સિટિના વાઇસ ચાન્સેલર તરીકે તેમને નિમવામાં આવ્યા છે.

સ્વભાવે શાંત તથા સેવાભાવિ છે. એમનાં પત્ની પણ જાણીતાં સમાજસેવક છે; પતિપત્નીનો ફાળો પ્રશંસનીય છે.



## શ્રીમતિ વિજયાલક્ષ્મી કાનુગા

**શ્રીમતી** વિજયાલક્ષ્મી બળવંતરાય કાનુગાનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૮૮ માં થયેલો. સ્વભાવે ખંતીલાં છે એટલે ઉઠાવેલી જવાબદારી પાર ન ઉતરે ત્યાં સુધી જંપતાં નથી. કાર્યકુશળતાને લઇને જનતા પર ઉંડી અસર પાડવાની શક્તિ તેમનામાં છે.

અમદાવાદની રાષ્ટ્રિય તથા સામાજિક પ્રવૃત્તિઓમાં તેઓ મોખરે છે. ૧૯૨૦ ની સાલમાં તેમણે રાજકિય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. રાષ્ટ્રિય મંડળ સ્થાપ્યું જેના તેઓ પ્રમુખ છે. મહિલાઓ માટે કાંતણ વર્ગો ખોલ્યા. દારૂ, તાડી અને વિદેશી કાપડના પિકેટીંગ દરમ્યાન તેઓ મહિલા દળનાં નાયક હતાં.



૧૯૨૧ માં સ્વદેશી વ્રત લીધું અને અમદાવાદ તથા જીલ્લાના ગામડાઓમાં સ્વદેશી મંત્રનો પ્રચાર કરવા નીકળી પડયાં. ગત લડત દરમ્યાન ગુજરાતના સરમુખત્યાર તરીકે તેમની ધરપકડ થયેલી.

રેલ સંકટ ફંડ, તિલક સ્વરાજ ફંડ, વિદ્યાપીઠ ફંડ વિગેરેમાં ફાળો ઉઘરાવવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો.

સાદા અને સરળ સ્વભાવને લઇને તેઓ સૌ સાથે પ્રેમથી કામ લઈ શકે છે.

## શ્રીમતિ શિવગૌરીબ્હેન ગજ્જર

ગુજરાત અને કાઠીઆવાડના મહિલા સમાજની સેવા ખાતર સર્વસ્વ અર્પણ કરનાર શ્રીમતિ શિવગૌરીબ્હેનના નામથી અને કાર્યથી જનતા અજાણ નથી.

આજ બત્રિશ વર્ષોથી તેમણે સેવાક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. અનેક સ્થળોએ આશ્રમો, ઉદ્યોગાલયો, કન્યાશાળાઓ, હાઇસ્કુલ ટ્રેનિંગ કોલેજ વિગેરેની સ્થાપનાઓ કરી છે. જે માટે મહિલાસમાજ તેમનો ઋણી રહેશે. અનેક અનાથ અબળાઓના આશિર્વાદ.



સરકારે એમની સેવાઓની કદર કરી એમને 'કૈસરે હિંદ'ના ચંદ્રકની, જે. પી. ના ઇલ્કાબની તથા ઓનરરી પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટના ઓદ્ધાની નવાજેશ કરી.

વનિતાવિશ્રામના નૈધ્ય મહોત્સવ વેળાએ એમને એમની સેવાઓની પ્રશંસા કરતું માનપત્ર અપાયું.

તન મન અને ધનથી વૃદ્ધાવસ્થા છતાં મહિલા સેવાક્ષેત્રમાં સંગીન ફાળો આપી રહ્યાં છે.



## શ્રી૦ જમશેદજી એન. મહેતા

દશથી બાર વરસો સુધી કરાંચી મ્યુનિસિપલ કોરપોરેશનના મેયરપદનું માન પામનાર જમશેદજી નસરવાનજી મહેતાના નામથી જનતા અજ્ઞાત નથી. એમનો જન્મ ૧૮૮૬ માં થયેલો. પિતા ખાનસાહેબ હોવા છતાં સરકારી માનચાંદની તેમણે કદિએ લાલસા સેવી નથી. તેઓ શુદ્ધ સ્વદેશીના ઉપાસક છે.



લોકસેવા માટે લાખોની સંપત્તિ સમર્પણ કરતાં તેઓ અચકાયા નથી. કોઇ પણ જાતના ભેદભાવ વિના દુઃખી આદમી તેમની પાસેથી દિલાસો મેળવી શકે છે. પોતે સાદાઈથી ફળાહારી જીવન ગુજારે છે. શાંત પ્રકૃતિ, ગંભીર સ્વભાવ અને સાચાબોલા છે. અમીરી હોવા છતાં સ્વેચ્છાએ ફકીરી સ્વિકારી છે.

દુષ્કાળ, ધરતીકંપ કે રેલ સંકટનો પડઘો એમના કાને પડતાં પિડિતોની સેવામાં; રાહત આપવાના કાર્યમાં પાછા પડતા નથી. જીવ માત્રની સેવા એ એમના જીવનનો મુદ્રાલેખ બની રહ્યો છે.

કરાંચીના મેયર, ધારાસભાના સભ્ય તથા જીવ દયા મંડળીના પ્રમુખ તરીકેની તેમની સેવાઓ અજાણ નથી. એમના જેવા પ્રમાણિક, સેવાભાવી અને નિરાડંબરી સેવકો સમાજ માગે છે.

## શ્રી૦ લક્ષ્મીદાસ શ્રીકાંત

ગુજરાતના મહાસભાવાદી મૂંગા કાર્યકર શ્રી૦ લક્ષ્મીદાસ મંગળદાસ શ્રીકાંતનો જન્મ ૧૮૯૭ ની સાલમાં વણિક કોમમાં થયો હતો.

તેઓ આજ ૨૧-૨૨ વર્ષથી મહાસભા અને જનતાની સેવા બજાવતા આવ્યા છે. ૧૯૨૩ ની સાલમાં તેઓ ભીલ સેવા મંડળમાં જોડાયા હતા. જે કાર્ય આજ પર્યંત બજાવી રહ્યા છે.

૧૯૧૯-૨૧ ની સાલમાં તેઓ ગીરગામ જીલ્લા મહાસભા સમિતિના ખજાનચી તથા ૧૯૨૯-૩૭ ની સાલ સુધી તેના પ્રમુખ હતા. ૧૯૩૦-૩૨ ની મહાસભાની સત્યાગ્રહની લડત પ્રસંગે તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પરિણામે સરકારે તેમને ઝડપી લીધા હતા અને જેલયાત્રાની સફરે મોકલ્યા હતા.

૧૯૩૦ થી ૩૭ સુધી અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય તરીકે ચુંટાયા હતા. ગત ધારાસભાની ચુંટણીમાં બીનહરીફ ચુંટાઇ આવ્યા હતા.

રાષ્ટ્ર અને જનસેવા એ જ ધ્યેય.

## શ્રી૦ યુસુફ મહેરઅલી

જાણીતા સમાજવાદી આગેવાન શ્રી૦ યુસુફ મહેરઅલીનો જન્મ મુંબઇ ખાતે ૧૯૦૭ માં થયેલો.

૧૯૨૭ માં એલએલ. બી. ની પરિક્ષામાં પસાર થયા પરંતુ તેમની બ્રિટન વિરોધી પ્રવૃત્તિઓના કારણે વકીલાત કરવાની સરકારે સનદ ન આપી.



સમાજવાદી પક્ષ, યુથ લીગ વિગેરેના સ્થાપકોમાંના તેઓ એક છે. સાયમન કમિશન સામે યોજાએલ બહિષ્કાર ચળવળમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

૧૯૨૮ માં હોલાંડ ખાતે ભરાયલી વિશ્વ યુવક પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે તેઓ ચુંટાયા હતા પરંતુ એમના પિતાશ્રી જાફરભાઇના અવસાન અંગે તેઓ જઇ ન શકયા.

૧૯૩૦–૩૨ ની લડતમાં તેમનો ફાળો આગળ પડતો હતો. વિદ્યાર્થી તથા મહાસભા ચળવળમાં તેઓ રચ્યા પચ્યા રહે છે. ૧૯૩૪ માં મુંબઇ ખાતે મળેલા મહાસભાના અધિવેશન પ્રસંગે સેવાદળના સેનાપતિ તરીકે તેમની પસંદગી થઇ હતી.

ગત ૪૨ની પ્રજાકીય લડતમાં પણ તેઓ મોખરે રહ્યા હતા.

તેઓ ધગશવાળા, સેવાભાવી તથા સારા વક્તા છે. હિંદની આઝાદી એ જ ધ્યેય.

## ડૉ૦ જીવરાજ મહેતા

આધિ સમા જીવનમાંથી જીવનને સરળ અને સફળ બનાવનાર ડૉ. જીવરાજ નારાયણદાસ મહેતાનો જન્મ અમરેલી ખાતે ૧૮૯૭ની સાલના ઑગસ્ટ માસની ૨૯ મી તારિખે કપોળ વણિક જ્ઞાતિમાં થયેલો.

વિદ્યાર્થી જીવન વિકટ પરિસ્થિતિમાંથી પસાર થયેલું. ગરિબાઈ, કુટુંબનો બોજો અને ભણતર એ ત્રણે પ્રશ્નોનો ઉકેલ કરવાનો હતો. ભણવામાં હોશિઆર એટલે " મારી " કરાવી શકયા અને સ્કૉલરશીપ મેળવી શકયા. ૧૩–૧૪ વર્ષની ઉંમરે ભણાવવાનું કાર્ય હાથ ધર્યું અને કુટુંબને સહાયરૂપ થઇ પડયા. આમ વિકટ પરિસ્થિતિમાંથી ૧૯૦૩ માં મેટ્રિક પાસ થયા. ત્યાર બાદ અન્ય સહાયતાઓના પરિણામે તેઓ મુંબઇ અને વિલાયતમાં અભ્યાસ કરી ઉંચી તબીબી પદવીઓ સંપાદન કરી. સુવર્ણચંદ્રક તથા ઈનામો મેળવ્યાં. લૉર્ડ સીડનહામ તથા લૉર્ડ મેષ્ટને એમની શક્તિની પ્રશંસા કરી. " લંડન ઈન્ડીઅન એસોસીએશન "ની શ્રી૦ ઝીણા તથા શ્રીમતિ સરોજીની નાયડુના સહકારથી લંડનમાં સ્થાપના કરી. જેના તેઓ પ્રમુખ નિમાયા હતા.



૧૯૨૪ માં વડોદરાના માજી દિવાન સર મનુભાઈ મહેતાના

પુત્રી અને આગેવાન મહાસભાવાદી શ્રીમતિ હંસાબ્હેન મહેતા સાથે આંતરજ્ઞાતિય લગ્ન થયાં. આદર્શ યુગ્મ.

૧૯૨૫ માં કીંગ એડવર્ડ મેમોરિઅલ હોસ્પિટલ તથા ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજના ડીન તરિકે તેમની નિમણૂંક થઇ હતી. જે પદે આજે પણ તેઓ છે. એ સંસ્થાના ઉત્કર્ષમાં તેમનો એક અને અજોડ ફાળો છે. આ ઉપરાંત કેળવણી, સામાજીક તથા રાષ્ટ્રિય ક્ષેત્રોમાં પણ તેઓ ઉંચું સ્થાન અને માન ધરાવે છે.

ગત સત્યાગ્રહની લડતમાં જેલયાત્રા સેવી હતી. મહાત્માજીની માંદગીના સમયે તેમની સારવારમાં હરહંમેશ હાજર થતા આવ્યા છે. સ્વ. પં. મોતિલાલ નહેરૂની તેમણે બજાવેલી સારવાર માટે પં. જવાહરલાલ નહેરૂએ ભારે પ્રશંસા કરી હતી.



## શ્રીમતિ હંસાબ્હેન મહેતા

શ્રીમતિ હંસાબ્હેન મહેતાનો જન્મ ૧૮૯૭ ની સાલના જુલાઈ માસની ત્રીજી તારિખે સુરત ખાતે થયો હતો. સર મનુભાઇ મહેતાના તેઓ બીજાં પુત્રી. એમનું વિદ્યાર્થી જીવન ઉજ્જ્વળ હતું; ઇનામો તથા સ્કૉલરશીપ્સ મેળવતાં. ૧૯૧૮ માં તેઓ બી. એ. બન્યાં અને બીજે જ વરસે દુનિઆના પ્રવાસે ઉપડયાં.

પ્રવાસ દરમ્યાન તેમણે વિદેશના પત્રકારિત્વનો, મહિલા પ્રવૃત્તિનો અને શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કર્યો અને ૧૯૨૦ માં જીનીવા ખાતે મળેલી આંતરરાષ્ટ્રિય મહિલા પરિષદ્ તથા અમેરીકાના સાન ફ્રાન્સીસ્કો ખાતે મળેલી વિશ્વ કેળવણી પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરિકે હાજરી આપી હતી.



વિશ્વની સફરેથી આવ્યા બાદ બીજે જ વરસે ૧૯૨૪ માં તેમણે લગ્ન કર્યાં અને સમાજ ખળભળી ઉઠયો. ડૉ. જીવરાજ મહેતા જ્ઞાતિએ કપોળ વાણીઆ તથા શ્રીમતિ હંસાબ્હેન મહેતા જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. લગ્ન બાદ મહેતા યુગ્મ મુંબઇ આવ્યું. શ્રીમતિ હંસાબ્હેને જાહેર પ્રવૃત્તિઓમાં ઝુકાવ્યું.

સામાજિક, મહિલા, બાળ-કેળવણી, સાહિત્ય અને સ્વદેશી પ્રવૃત્તિઓ ઉપાડી લીધી; આગેવાનીભર્યો ભાગ લીધો. યુનિવર્સિટિ

સેનેટ તથા મ્યુનિ० સ્કુલ્સ કમિટિના સભ્ય તરિકે કાર્ય કર્યું. ૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહમાં પડતું મૂક્યું. " વિગ્રહ સમિતિ "ના પ્રમુખ નિમાયાં. દારૂ, તાડી તથા પરદેશી કાપડની દુકાનો પર પિકેટીંગનું જોરદાર કાર્ય આરંભાયું. લોકમાન્ય તિલકની સંવત્સરી દિને રાષ્ટ્રનેતાઓની હાજરીવાળું ઐતિહાસિક સરઘસ એમની સરદારી હેઠળ નીકળ્યું હતું. જેને સવાર સુધી બોરીબંદર સ્ટેશન પર રોકી રાખવામાં આવ્યું હતું. આ ચળવળ દરમ્યાન શ્રીમતિ હંસાબ્હેનને સજાઓ સાંપડેલી. જનતાએ એમની સેવાઓની કદર કરીને એમને ધારાસભાની ગત ૧૯૩૭ ની ચુંટણીમાં ફતેહમંદ બનાવ્યા અને મહાસભાએ 'પાર્લામેંટરી' સેક્રેટરી બનાવ્યાં.

" ગુજરાતી મહિલા સહકારી મંડળ, મુંબઇ વિદ્યાપીઠ ગુજરાતી શિક્ષણ સભા, નાથીબાઇ દામોદર મહિલા વિદ્યાપીઠ, મુંબઇ પ્રાંતિય હરિજન સેવક સંઘ વિગેરે સંસ્થાઓમાં તેઓ અગત્યનો દરજ્જો ભોગવે છે. વિકટ પરિસ્થિતિમાંથી સરળ માર્ગ કાઢવાની ફ્નેહ તેમનામાં છે.

## શેઠ શ્રી૦ પ્રાણલાલ દેવકરણ નાનજી

"આપણા દેશની પરાધિનતાનો ઉછેદ ત્યારે જ આવી શકે કે જ્યારે દેશની પ્રત્યેક વ્યક્તિ પોતાની ફરજ પૂર્ણપણે સમજે અને અદા કરે."

એક પ્રતિભાશાળી વ્યક્તિના મુખમાંથી ઉપરોક્ત વાક્યો ગીતા-વાક્યોની જેમ સરતાં હતાં, એ વ્યક્તિએ વધુમાં ઉમેર્યું "રાજદ્વારી ક્ષેત્રોમાં વડેરું મૂકનાર વ્યક્તિઓ આગેવાનોની સુચનાનુસાર શિસ્તપાલના સિદ્ધાંતોનું ચિરતપૂર્વક પાલન કરી સોંપાયેલી જવાબદારી પાર ઉતારવા આગેકદમ કરે, સમાજનેતાઓ જનકલ્યાણનાં કાર્યોમાં ગૂંથાય અને સમાજનો મોટો ભાગ કાપી નાખી વર્તમાન યુગને અનુકૂળ સમાજરચનાના ઘડતરમાં પ્રાણ પાથરે, વેપારીઓ પ્રમાણિકપણે તથા રાષ્ટ્રના લાભો સંભાળીને વેપાર કરે જેમાં અનિષ્ટ મજુરો કે કોઈ પણ વર્ગનું શોષણ થતું ન હોય, અને રાષ્ટ્રજનના વિદ્યાલયો ભાવિવર્ગની પ્રજાના એવાં ઘડતર કરે; એવી કેળવણી આપે કે આજના વિદ્યાર્થીઓ-વિદ્યાર્થીનિઓ ભવિષ્યમાં રાષ્ટ્રના ઉત્તમ, સ્વદેશાભિમાની, ચારિત્ર્યવાન અને શિસ્તવાળા આદર્શ નાગરિકો બને."



આ વેધક વાક્યોને વદેતાં સરનાર હતા મહાન વેપારી નરોકેની

કાલબાદેવી રોડ પર આવેલ ભાગવાડી થીએટરમા ભ ય મેળાવડો યોજાયો હતો

એમનો જન્મ ૧૮૯૪ ની સાલમા જુન માસની ૧૧ મી તારિખે મુબઈ ખાતે થયો હતો તેઓ નાતિએ મોઢ વાણીઆ છે મૂળ વતન પોરબદર એમના પિતાશ્રી દેવકરણ નાનજી લગભગ ૧૮૭૦ ની સાલમા મુબઈ આ યા અને આજની મશહુર પેઢી " દેવકરણ નાનજી 'ની સ્થાપના કરી તેઓ સસ્કૃત અને ધર્મ-પ્રેમી હતા એટલે તેને લગત સાહિત્યનો પણ ઉડો શોખ હતો શેઠશ્રી પ્રાણલાલભાઈમા પણ પિતાના સસ્કારની ઉડી અસર પડી છે

ગુજરાતી અભ્યાસક્રમ ઘર આગળ પૂરો કરીને અગ્રેજીનો અભ્યાસ કરવા નવ વર્ષની ઉમરે એલફીન્સ્ટન હાઈ કૂલમા દાખલ થયા ૧૯૧૦ મા સોળ વર્ષની ઉમરે મેટ્રિ મા પસાર થયા મેટ ઝેવીઅર્સ કૉલેજમાથી ઇન્ટર આર્ટ્સમાથી વિદ્યાભ્યાસ છોડી દઈને પિતાની ધમધોકાર ચાલતી વેપારી પેઢીમા જોડાઈ ગયા વિદ્યાર્થી જીવન આદર્શ અને ઉજ્જ્વળ હતુ વેપારી જીવન એથીએ વધુ ઉજ્જ્વળ અને ઉચી આશાઓ આપી રહ્યુ છે

વેપારી તરીકે દૂ દેશીપણુ, કુશળતા, પ્રમાણિકતા તથા મીઠાશ તેમનામા છે, સાહસિક પ્ર તુ વિચારવત

દેવકરણ નાનજી બેકિંગ કપની લી૦ ના તેઓ ચેરમેન છે મેસર્સ દેવક ણ નાનજીની પેઢીના સચાલક છે જે દ્વારા તેઓ ગવર્નમેટ સીક્યુરીટીઝ, ર, સ્ટોક એક્ષ, ચાદી, સોનુ અળસી રૂ અને બુલીયન હ્વાજીનો ધધો તથા વેપાર કરે છે આ ઉપરાત સહકારી-ચળવળ તથા રાષ્ટ્રિય ઉદ્યોગોની ખિલવણી પાછળ પણ પોતાની શક્તિ રેડી રહ્યા છે વ્યાપારિક અને સામાજિક સસ્થાઓ તેમજ બીજી ટ્રસ્ટ ફડોમા તેઓ અગત્યનો દરજ્જો ધરાવે છે

આમ અનેક-વિધ જવાબદારીઓ તથા પ્રવૃત્તિઓમા એમનુ

મન પરોવાયલું હોવા છતા એમની ચેમ્બરમા, ઘરમા તેમજ જાહેર-મેળાવડાઓમા જોશો તો એમનુ વદન મધુરૂ સ્મિત વેરતુ તથા જીવન-ઉત્કર્ષના ચિન્હરૂપ તેજસ્વી ચમકદાર આંખો સત્કાર કરતી નજરે પડશે.

૧૯૪૦ ની સાલની હિંદી વેપારી મંડળની વ્યવસ્થા સમિતિની ચુંટણીમા તેઓ સૌથી વધુ મતે પ્રથમ ચુંટાઈ આવ્યા છે વેપારી આલમની લોકપ્રિયતા તથા વિશ્વાસનો પુરાવો કેવળ વેપારી ક્ષેત્રમા એમની ફરજોનો અંત આવતો નથી સમાજ અને કેળવણી પ્રત્યેની પોતાની ફરજો સમજે છે. એ દિશાઓમા આર્થિક સહાયતા વહેતી રહી છે. એમના પત્ની શ્રીમતિ જયાનતિબ્હેન પણ સેવાભાવી છે મુંબઈની મહિલા પ્રવૃત્તિઓમા આગેવાનીભર્યો ભાગ લે છે, સામાજિક સેવાઓ બજાવે છે. કર્તવ્યપરાયણ, સેવાભાવી તથા ભાવિક યુગ્મ જેમની મહત્તા હોવા છતા મ્હોટાઈ નથી; લક્ષ્મી હોવા છતા તેનો ઘમંડ નથી ધનવાન ધનહીન બેઉ સરખા.

" સત્ય વાણી અને સત્ય વર્તન " એ જ મુદ્રાલેખ.



## શ્રીમતિ જયાવતિબ્હેન પ્રાણલાલ

કોટ હિંદુ સ્ત્રીમંડળનાં સ્થાપક તથા પ્રમુખ શ્રીમતિ જયાવતિબ્હેન પ્રાણલાલ દેવકરણ નાનજીનો જન્મ ૧૮૯૮ ની સાલમાં જામનગર ખાતે થયેલો.

એમના પિતાશ્રી ગોવિંદજી ઝવેરચંદ, મૂળ મોરબીના, જામનગર રાજ્યમાં ન્યાયાધિશ હતા. ગરિબો તથા બ્હેનો પ્રત્યે ઉંડો પ્રેમ રાખતા. માતુશ્રી પણ ધર્મપરાયણ તથા સેવાવૃત્તિનાં હતાં. સેવાભાવી માતાપિતાએ સેવાભાવી પુત્રીને જન્મ આપ્યો. શ્રીમતિ જયાવતિબ્હેનનાં લગ્ન ચૌદ વર્ષની ઉંમરે વેપારી આલમમાં આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતા મુંબઇના શાહ સોદાગર શેઠ શ્રી૦ પ્રાણલાલ દેવકરણ નાનજી સાથે થયાં.



અન્ય મહિલાઓની જેમ પોતાની શક્તિને ઘરની ચાર દિવાલોમાં જકડી ન રાખતાં વેગ આપ્યો. મુંબઇની મહિલા પ્રવૃત્તિઓમા ભાગ લેવા લાગ્યાં અને તન, મન, ધનથી મદદ કરવા માંડી.

૧૯૩૮ ની સાલમાં મહિલાઓને સુશિક્ષિત તથા સ્વાશ્રયી બનાવવાની ભાવનાએ કોટ હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના કરી અને કેવળ બે વર્ષમાં અન્ય સ્ત્રીસંસ્થાઓની હરોળમાં એ સંસ્થાને

આણી મૂકી તાજેતરમા એ સસ્થાના વાર્ષિક મેળાવડા સમક્ષ સસ્થાની પ્રગતિને અજલિ આપતા શેઠી તારાબ્હેન ચુનીલાલ મહેતાએ પ્રમુખસ્થાનેથી પ્રવચન કરતા જણાવ્યુ હતુ કે આ સસ્થાએ કેવળ બે વર્ષ દરમ્યાન જે પ્રગતિ સાધી છે તે ખરેખર પ્રશસા તથા અભિનદનને પાત્ર છે ખરૂ જોતા આ પ્રગતિનુ માન તો ઘણે અશે સસ્થા પાછળ પોતાની શક્તિ રેડી રહેલા સસ્થાના પ્રમુખ શ્રીમતિ જયાવતિબ્હેન પ્રાણલાલને ઘટે છે જેઓ ઉત્સાહી, મહેનતુ અને ખતીના છે

શ્રીમતિ જયાવતિબ્હેનની પ્રવૃત્તિ કેવળ કોટ હિંદુ સ્ત્રીમડળ મા સમાતી નથી. મુબાઇ પ્રાતિક મહિલા મડળ, ગુજરાતી હિંદુ સ્ત્રીમડળ તથા દીનદયા સઘની પ્રવૃત્તિઓમા તેમજ અન્ય સસ્થાઓમા અગ્રસ્થાન ભોગવે છે ઉપરાત સાહિત્યકાર તરિકેની ખ્યાતિ ધરાવે છે સેવાભાવી પતિની સુહૃદયી પત્ની

જનકલ્યાણ અને મનરનત સુવાલેખ

## શ્રીમતિ ભક્તિલક્ષ્મી દેસાઇ

**પ**તિના ત્યાગને વધુ યશસ્વી અને તેજસ્વી બનાવનાર સ્વાર્થત્યાગી શ્રીમતિ ભક્તિલક્ષ્મી દેસાઇના નામથી ગુજરાત અજાણ નથી. એમના જેવી આદર્શ આર્યસન્નારીઓથી ભારતવર્ષ ઉજળો છે.



તેઓ લીંબડી રાજ્યના મરહુમ દિવાન સ્વ૦ ઝવેરભાઇનાં પુત્રી તથા દરબાર ગોપાલદાસનાં બીજી વારનાં સહભાગી પત્ની છે. છતાં તેમનામાં વિનય અને નમ્રતા છે. એ એમના જીવનની વિશિષ્ટતા.

માતૃભૂમિના ગુલામી બંધન ફગાવી દેવા દરબારશ્રીએ સર્વસ્વ રાષ્ટ્રને સમર્પણ કર્યું એ ભાવનાને પોતાના આત્મભોગથી શ્રીમતિ ભક્તિલક્ષ્મીએ પૂર્ણ બનાવી. પોતે પણ રાષ્ટ્રિય લડતમાં ઝંપલાવ્યુ અને પોતાનાં સંતાનોને પણ એ જ માર્ગે દોર્યાં. સહર્ષ વિકટ માર્ગે પળ્યાં; અનેક યાતનાઓ આમ ત્રી.

ગત સત્યાગ્રહની લડતમાં બારડોલી અને બોરસદની લડતમાં પ્રાણ પૂર્યાં અને સ્ત્રીશક્તિને જાગ્રત કરી. જેલયાત્રા અને અપમાનો સહ્યાં. ગુલામ દેશમાં રાષ્ટ્રાભિમાનીઓ માટે બીજું શું હોઇ શકે?

હરિપુરા ખાતે ભરાયલા મહાસભાના અધિવેશનને સફળ બનાવવા તનતોડ મહેનત ઉઠાવનાર મહિલાઓમાંના એક તે શ્રી૦ ભક્તિલક્ષ્મી. તાજેતરમાં ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિની વ્યવસ્થા સમિતિના સભ્ય તરિકે તેમની ચુંટણી થઇ છે.

પૂ. મહાત્માજીના રચનાત્મક કાર્યમાં તેઓ અત્રે ગૂથાઈ ગયાં છે. આર્યાવર્તના અભિમાનને અખંડિત રાખનાર આદર્શ આર્યા.

## શેઠશ્રી વસંતરામ વકીલ

મુંબઇના જાણીતા આગેવાન સૉલિસિટર અને સામાજિક કાર્યકર સ્વ૦ રા. રા. જમીએતરામ જીવણરામ વકીલના પુત્ર શેઠશ્રી વસંતરામ વકીલનો જન્મ ૧૯૦૧ની સાલના ડિસેંબર માસની ૨૭મી તારીખે સુરત ખાતે થયેલો.

વિદ્યાર્થી જીવન મુંબઇમાં જ વ્યતિત થયેલું. ૧૯૨૯ માં એલએલ. બી. ની પરિક્ષામાં પસાર થઈ એ જ વર્ષમાં મુંબઇની હાઇકોર્ટમાં વકીલાત આદરી પિતાની કીર્તિને વધુ ઉજ્જ્વળ બનાવી.



સ્વ૦ રા. રા. જમીએતરામ વકીલની ઉદાર અને સખાવતી ભાવનાથી જનતા અપરિચિત નથી. અનેક ધાર્મિક, સામાજિક તથા કેળવણી સંસ્થાઓને તેનો લાભ મળ્યો છે. સ્વ૦ તેઓ અનેક સખાવતી ટ્રસ્ટોના ટ્રસ્ટી હતા તથા સામાજિક સંસ્થાઓમાં અગ્રસ્થાન ધરાવતા હતા. એમની ભાવના પુત્રમાં પણ છે. શેઠશ્રી વસંતરામભાઇના હૃદયમાં સેવાવૃત્તિનાં મૂળ વિદ્યાર્થી જીવનમાંથી જ રોપાયલાં. સાથે ભણતા ગરિબ વિદ્યાર્થીઓને પોતે સશક્ત હોઈ આર્થિક મદદ કરતા. સેવાભાવી પિતાના સેવાભાવી પુત્ર.

એક ધનવાન વ્યક્તિ અમીરીના તેજમાં અન્યને આંજી શકે

પરંતુ તેનો પ્રેમ જીતી ન શકે. શેઠશ્રી વસંતરામભાઇના પરિચયમાં આવનાર અનેક આગેવાનોને મે એમને માટે પ્રશંસાનાં પુષ્પો વેરતા જોયા છે, સાંભળ્યા છે. નાની ઉમરમાં એમણે જનતાનો પ્રેમ અને વિશ્વાસ બેઉ સંપાદન કર્યાં છે. લાખોની સખાવતોના અનેક ટ્રસ્ટોમાં તેઓ ટ્રસ્ટી છે તથા અનેક સામાજિક સંસ્થાઓમાં જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે. આ ઉપરાંત એમની સખાવતોનો લાભ સામાજિક સંસ્થાઓ, વિદ્યાલયો, હોસ્પિટલો તથા ગરિબોને મળતો રહ્યો છે. એમની મદદે અનેક સુખી થયા છે. છતાં કીર્તિ કે પ્રશંસાની એમને લાલસા નથી જનકલ્યાણ એ જ આદર્શ ભાવના.

જનતાએ એમની સેવાઓની કદર કરી અને ગત મુંબઇ મ્યુનિસિપલ કોરપોરેશનની ચુટણીમાં મોટી બહુમતિએ મસ્ત હરિફાઇ હોવા છતાં યશસ્વી બનાવ્યા. જેની સ્ટેન્ડીંગ કમિટિમાં પણ તેઓ ચુંટાયા છે સરકારે જે. પી. બનાવ્યા

એમના લગ્ન ૧૯૧૯ની સાલમાં વડોદરાના જાણીતા મહાસભાવાદી આગેવાન તથા વકીલ શ્રી૦ શિવપ્રસાદ ઠાકરના પુત્રી શ્રીમતિ સુલોચનાબ્હેન સાથે થયેલા જેઓ મુંબઇના જાણીતા સામાજિક કાર્યકર છે. સેવાભાવી ભરથારની સેવાભાવી ભાર્યા



## શ્રીમતિ સુલોચનાબ્હેન વકીલ

મુંબઈનાં જાણીતા સેવાભાવી સામાજિક ઓકાર્યકર શ્રીમતિ સુલોચના બ્હેન વસતનામ વર્તાવતો જન્મ ભરૂચ ખાતે ૧૯૦૭ ની સાલના જાન્યુઆરી માસની પાચમી તારિખે થયેલો

તેઓ વડોદરાના જાણીતા મહાસભાવાદી આગેવાન તથા વકીલ રી૦ શિવપ્રસાદ ચંદ્રપ્રસાદ દાસ ના પુત્રી છે એમના વડવાઓ વડોદરા રાજ્યમા માનભર્યા હોદ્દાઓ ધરાવતા હતા. આમ શ્રીમત કુટુમ્બમા જન્મવા અને શ્રીમંત કુટુમ્બમા પરણવા છતા એમને તેનો ઘમડ નથી સાદાઇ અને મળતાવડો સ્વભાવ એમના જીવનની વિશિષ્ટતા



તેઓ મુંબઇ ની સામાજિક તથા મહિલા પ્રવૃત્તિઓમા આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા છે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની વ્યવસ્થા સમિતિના સભ્ય છે તથા મુબઇ પ્રાતિક મહિલા પરિષદમા પ્રતિનિધિ તરીકે ચુટાતા આ યા છે આ ઉપરાત અન્ય અનેક મહિલા સસ્થાઓ સાથે એમની પ્રવૃત્તિઓ સકળાયલી છે

સમાજસેવા તથા મહિલાઉત્કર્ષ એ જ ધ્યેય

✠

## શ્રી૦ મહમદ નુરી

મુસ્લીમ લીગની કોમીવાદી નીતિના કટ્ટર વિરોધી તથા રાષ્ટ્રના સાચા સૈનિક શ્રી૦ મહમદ યાસીન નુરીનો જન્મ ૧૮૯૫ ની સાલના નવેંબર માસની બારમી તારિખે રજપુતાનામાં આવેલ બિયાવર ખાતે થયેલો અને બી. એ., એલ એલ. બી. બની પ્રથમ ત્યાં જ વકીલાત આદરેલી.



૧૯૨૦ માં અસહકારની લડતમાં તથા ખિલાફત ઓફીસમાં જોડાઇ જાહેર પ્રવૃત્તિનો આરંભ કર્યો. મ્યુનિ૦ ના ઉપપ્રમુખ તથા ધારાસભાના સભ્ય તરીકે ચુંટાયા હતા. ૧૯૨૭ માં તેઓ અમદાવાદ આવ્યા અને વકીલાત આદરી. ગુજરાતના મુસ્લીમોમાં રાષ્ટ્ર-વાદનો પ્રચાર કરતા આવ્યા છે. ૧૯૩૦-૩૨ ની લડતમાં ભાગ લીધો હતો. મુસ્લીમ યુવકોના તેઓ માનીતા નેતા છે. ૧૯૩૧ માં મુંબઇ ખાતે મળેલી અખિલ હિંદ મુસ્લીમ યુવક પરિષદના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ હતી. મુસ્લીમ યુવાનોના પ્રેમની પ્રતીતિ.

અખિલ હિંદ મુસ્લીમ ઐકય મંડળ તથા અખિલ હિંદ ખિલાફત કારોબારીના તેઓ સભ્ય છે.

મહાસભા પક્ષ તરફથી અમદાવાદ વિભાગમાંથી ધારાસભાની ચુંટણીમાં તેઓએ વિજય મેળવેલો. મહાસભાએ એમની સેવાઓની કદર કરીને એમને જાહેર બાંધકામ ખાતાના પ્રધાનનો હોદ્દો એનાયત કર્યો હતો.

ગુજરાતનું રાષ્ટ્રવાદી મુસ્લીમ જગત અનેક મુશ્કેલીઓ ઉપ-સ્થિત થવા છતાં સાચી દોરવણી આપવા માટે તેમનું ઋણી રહેશે..

## શ્રીમતિ લીલાવતિ બેંકર

વિદેશી માલનો બહિષ્કાર કરવાની પ્રથમ વેળાએ જ દેશભરમાં હાકલ પડી. શ્રીમતિ લીલાવતિ બેંકરને પરણ્યાંને ભાગ્યે જ એક વર્ષ પુરૂં થયું હશે. કોરાં વસ્ત્રો પહેર્યાં વિનાનાં પડેલાં હતાં. પોતાના જોડે મહાસભાના આગેવાન કાર્યકર્તા શ્રી૦ શંકરલાલ બેંકરને સઘળાં વિદેશી કપડાં હોળી કરવા આપી દીધાં; મોહ પર કાબુ મેળવ્યો.



એમનો જન્મ ૧૮૯૫ ની સાલના માર્ચ માસની ૮ મી તારીખે કુંકાવાવ નામના ગામમાં દશા શ્રીમાળી શ્વેતાંબર જૈન જ્ઞાતિમાં થએલો, વિદ્યાર્થી જીવન યશસ્વી નિવડયું. જૈન કોમમાં તેઓ જ પ્રથમ ગ્રેજ્યુએટ થયાં. એમનાં સુધારક લગ્ન દશા દિશાવળ જ્ઞાતિમાં, મુંબઈના જાણીતા ઘેલાભાઇ હરિદાસનાં કુટુંબમાં શ્રી ધીરજલાલ જી. બેંકર સાથે થયાં.

જીવનને ચાર દિવાલો વચ્ચે ન કેચડતાં તેમણે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવો શરૂ કર્યો, 'ભગિની સમાજ'માં ૧૯૧૮ ની સાલમાં ખજાનચી તરીકે જોડાયાં આજે તેઓ વરસોથી એ સમાજના મંત્રી તરીકે સેવા બજાવે છે.

લૉર્ડ વિલિંગ્ડનને મુંબઇના શહેરીઓને નામે અપાનાર

માનપત્રનો વિરોધ કરવા સ્ત્રી-વિભાગ તરફથી આગળ પડતો ભાગ લીધો હતો. આ ઉપરાંત જાહેર ફંડોમાં, સ્ત્રીઓના અધિકારો માટેની ચળવળમાં તથા સામાજિક પ્રવૃત્તિઓમાં તેઓ સારો ભાગ લેતાં આવ્યાં છે. ૧૯૧૯ ની સ્ત્રી-મતાધિકાર માટેની ચળવળમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

સ્વદેશી પ્રચાર તથા સામાજિક સેવા તેમની પ્રવૃત્તિઓનું અંગ છે.

## શ્રીમતિ બાબીબ્હેન મુલજી દયાળ

**મું**બઇનાં જાણીતાં સામાજિક કાર્યકર શ્રીમતિ બાબીબ્હેન મુલજી દયાળનો જન્મ કચ્છ માંડવી ખાતે ૧૯૦૦ ની સાલમાં ભાટીયા કોમના કારા ઠાકરસીનાં જાણીતાં કુટુંબમાં થયો હતો.

એમના દાદા વહાણવટાંનો વિશાળ ધંધો ખેડતા અને પિતાશ્રી મુરારજી રવજી સંપટ જેસલમેરના દિવાન હતા. જે દરમ્યાન એમને જેસલમેર સ્ટેટ તરફથી જાગીર તથા ડબલ તાઝીમનું માન મળ્યું હતું. તેમજ સરકાર તરફથી રાવબહાદુરનો ખિતાબ એનાયત થયો હતો. એમનું બાળપણુ જેસલમેર અને જોધપુર રાજ્યમાં વ્યતિત થયેલું જે દરમ્યાન ગુજરાતી, હિન્દી, મારવાડી તથા સામાન્ય અંગ્રેજીનો એમણે અભ્યાસ કર્યો.



૧૯૧૪ની સાલમાં તેમનાં લગ્ન મુંબઇના જાણીતા મિલમાલેક શેઠ શ્રી૦ મુલજી દયાળ સાથે થયેલાં. પરણીને આવ્યાં ત્યારે તો તેમની સ્થિતિ ગરીબ હતી. આ પ્રસંગે કેટલાંક કહેતાં કે " તવંગરની પુત્રી ગરીબનું ઘર શી રીતે નિભાવશે ? " પરંતુ શ્રીમતિ બાબીબ્હેને ભોગવેલા વૈભવને વિસારે નાખ્યો અને પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માન્યું. જીવનની જરૂરિઆતો ઓછી કરી પતિની પરિસ્થિતિને અનુકુળ થયાં.

ભાગ્યવિધાતાએ પત્નીના પગલે પતિનાં દ્વાર ખખડાવ્યાં; પતિની ઉન્નતિ થઈ. ધનવાન બન્યા.

રાષ્ટ્રીય ચળવળનાં પ્રબળ આંદોલનોની અસર એમના જીવન પર થઇ અને ૧૯૨૦માં તેમણે સ્વદેશી વ્રત લીધું અને આ સમયથી આજ સુધી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં એક યા બીજા પ્રકારે ભાગ લેતાં આવ્યાં છે. ૧૯૩૪માં મુંબઇ ખાતે મળેલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓ સ્વયંસેવિકા તરીકે જોડાયાં હતાં. ૧૯૩૦ ધારાસભા પિકેટીંગ દરમ્યાન તેઓ અટકમાં મુકાયાં હતાં. આ ઉપરાંત સ્વદેશી, ગ્રામ્યઉદ્યોગ તથા ખાદી માટે સેવા અર્પી રહ્યાં છે.

૧૯૩૦ની સાલમાં ભાટીયા સ્ત્રીમંડળ સ્થપાયું. એ સંસ્થાના આજે દશ વર્ષો થયાં મંત્રી તથા ખજાનચી તરીકે એકધારી સેવા કરી રહ્યાં છે. આ મંડળ આજે અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી રહ્યું છે. મંડળની પ્રગતિમાં તેમનો અગ્ર ફાળો છે. તેઓ ભગિનિ સમાજના, ટી. એન. બાલમંદિરનાં પ્રમુખ, ભાટીયા જનરલ હોસ્પિટલની એડવાઇઝરી બોર્ડના તથા ગુજરાતી સ્ત્રીસહકારી મંડળ લી૦ની સમિતિના સભ્ય છે. કેવળ હિંદુ જ નહિ પરંતુ મુસ્લીમ તથા ક્રિશ્ચિઅન વગેરે ધર્મનાં ઉંડા અભ્યાસી છે. અતિથિ-સત્કાર તથા સેવાભાવના તેમનામાં છે, પછી રંક કે રાય હો.

એમના પુત્ર શ્રી૦ માનસીંગ ચિત્ર તથા નૃત્યકળાના પૂજારી છે એટલું જ નહિ પણ ટીકાકાર છે. સિલોન કળા પ્રદર્શનમાં તેમણે પ્રથમ પ્રાઇઝ મેળવ્યું હતું. વેપાર ઉદ્યોગમાં ચિત્રકળાને ઉતારી અન્ય ચિત્રકારોને મદદરૂપ થયા છે.

## ડૉ૦ ધીરજલાલ અંકલેશ્વરીઆ

મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી તથા સુરત મહાસભાવાદી ડૉ૦ ધીરજલાલ ટી અંકલેશ્વરીઆનો જન્મ ૧૮૯૯ ની સાલમા ભરૂચ જીલ્લામા આવેલ અંકલેશ્વર મુકામે થયેલો.

વિદ્યાર્થી જીવન ઉજ્વળ હતું. સ્કૉલરશિપો તથા પ્રાઇઝો મેળવ્યા હતા. એમ. બી બી. એસ. ની ડીગ્રી મેળવી તબીબી ધધાની શરૂઆત કરી અને જામ્યા પણ.



મૂળથી જ રાષ્ટ્રવાદી વિચારના એટલે ૧૯૩૦–૩૨નો સગ્રામ આવતા તેમા જોડાઈ ગયા. દંડાશાહી દોરના ભોગ બનેનાઓની સારવાર કરવા પ્રથમ કોંગ્રેસ હોસ્પિટલમા જોડાયા સર્જરી અને એમ્બ્યુલસ ખાતાની જવાબદારી ઉપાડી લીધી.

એમના પત્ની શ્રીમતિ મહાલક્ષ્મીબ્હેને પિકેટીંગનુ કાર્ય ઉપાડી લીધું. શ્રીમતિ કમળાદેવી ચટ્ટોપાધ્યાયના નેતૃત્વ હેઠળ નીકળેના, મરધસમા જોડાવવા માટે તેમની ધરપકડ થઇ હતી. દપતિ રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમા પરોવાઇ ગયા.

૧૯૩૨ મા દાક્તરના હાથમા મહાસભા બુલેટીનની જવાબદારી મુકાઈ અને એ ફર્જ બજાવતા સરકારે તેમને કારાવાસના મહેમાન બનાવ્યા

મુબઇ પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી તરીકે તેઓની ચુંટણી થઇ છે દારૂબધી મજુર, સુખાકારી તથા સામાજિક પ્રવૃત્તિઓમા અગ્રસ્થાન ધરાવે છે

## કુમારી મૃદુલાબ્હેન અંબાલાલ

**મ**હાસભાનાં સેવાભાવી સેવિકા કુમારી મૃદુલાબ્હેન અંબાલાલ સારાભાઈના નામથી મુંબાઈ ઇલાકો અને ખાસ કરીને ગુજરાત અજાણ્યુ નથી.

ગત મહાસભાની ૧૯૩૦–૩૨ ની લડતમાં સક્રિય ફાળો આપનાર આ હિંમતવાન વ્યક્તિને " પઠાણુ "નો ઇલ્કાબ મળ્યો હતો. જે જે દારૂતાડી અથવા તો વિદેશી કાપડની દુકાને પિકેટીંગ માટે તેઓ ફરે ત્યાં ન માલ વેચનારની કે ન તો માલ લેનારની હિંમત ચાલી શકે.



અમદાવાદની સ્ત્રીઉન્નતિ અને જાગ્રતિમાં એમનો ફાળો કિમતી છે. એમની શક્તિ પારખીને મહાસભાએ એમને હરિપુરા મહાસભા અધિવેશનના સેવિકાદળના સેનાપતિ બનાવ્યાં હતાં. આ પ્રસંગે ગુજરાતના ગામડે ગામડે ફરીને તેમણે જાગ્રતિના પૂર રેલાવ્યાં હતાં તથા આદર્શ સેવિકા દળ ઉભું કર્યું હતું.

તેઓ રાષ્ટ્રનિયોજન સમિતિના મહિલા વિભાગના મંત્રી તથા અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય છે.

કામદાર સ્ત્રીઓ પ્રત્યે ઉંડી લાગણી છે. પોતાના પિતાની મિલોમાં તેમને માટે યોગ્ય સુખસગવડો કરાવી આપી છે. તાજેતરમાં ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિની કારોબારી સમિતિનાં સભ્ય તરીકે તેઓ ચુંટાયાં છે.

ગત રાજકોટ સત્યાગ્રહમાં ઝપલાવી સ્ત્રીશક્તિમાં વધુ ચેતન રેડ્યુ હતું. તેઓ હિંમત અને ધૈર્ય ધરાવનાર કાબેલ સ્ત્રીકાર્યકર છે. એમનું જીવન યુવતિઓ માટે પ્રેરણારૂપ છે.

## શ્રી૦ રૂસ્તમ કે. સીધવા

શ્રી૦ રૂસ્તમ કે. સીધવા લોકપ્રિય નેતા છે. માયાળુ સ્વભાવથી તેઓ સૌને જીતી શકયા છે. સત્યને ખાતર જો આફત વહોરવી પડે તો તેઓ જરાએ પાછા પડતા નથી.

મુંબઈમાં દારૂનિષેધનો કાર્યક્રમ અમલમાં આવ્યો ત્યારે તેને અનુમોદન આપવા મુંબઈની મહિલાઓની જંગી સભા માધવબાગમાં તેમના પ્રમુખપદે મળી હતી. એક હિંદી તરીકે તેમણે સર્વ હિંદીઓને દારૂમાંથી મુક્ત બનવા અપીલ કરી.



"કરાંચીના પારસીઓ તમારો બહિષ્કાર નહિ કરે?" સભા પુરી થતાં મેં તેમને પ્રશ્ન કર્યો.

"ભલા શા માટે?' તેમણે સામો પ્રશ્ન પૂછયો.

"અહિંઆ તો ડૉ૦ ગીલ્ડર સામે પારસીઓમાં ભારે રોષ જામ્યો છે."

"અણસમજ અને સ્વાર્થનાં પડળ દૂર કરીને સત્ય જોતાં શિખીએ તો અવશ્ય રોષનું કારણ ન રહે." શ્રી૦ સીધવા જવાબ આપતાં મોટરમાં બેઠા અને સસ્મિત વદને વિદાય થયા. એમના શાંત અને નિરાભિમાની ચહેરા તરફ દ્દષ્ટિપટ પરથી તેઓ અદ્રશ્ય થયા ત્યાં સુધી હું જોઇ રહ્યો. કદાચ માયાળુ સ્વભાવનું આકર્ષણ હોય! કોઇક વ્યક્તિના દર્શનથી પ્રેમ ઉપજે છે અને કોઇકને જોતાં તિરસ્કાર આવે છે. પછી ભલે એ વ્યક્તિ ગમે તેટલી મહાન હોય.

શ્રી૦ સીધવા વેપારી આલમમાં વિદેશી વેપારમાં અગત્યનું સ્થાન ભોગવતા હતા. વેપારમાં સારો પૈસો પેદા કર્યો હતો. રાષ્ટ્રિય આંદોલનોનો એમને સ્પર્શ થયો. ધમધોકાર ચાલતા વિદેશી વેપારને ઠોકર મારી અને રાષ્ટ્ર તથા જનસેવાનાં કાર્યોમાં ગુંથાઇ ગયા.

તેઓ અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય છે. ફેડરેશન ઓફ ઈન્ડીઆમેન ઓફ ઇન્ડીઆ અને બર્મા તેમજ કરન્ચી એસોગીએશનના પ્રમુખ તથા એન. ડબલ્યુ. રેલ્વે એડવાઇઝરી બોર્ડના સભ્ય છે. આ ઉપરાંત અન્ય અનેક મજુર વેપારી તથા સામાજિક સંસ્થાઓ સાથે એમનું જીવન સંકળાયલું છે.

કરાંચી જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ તથા કરાંચી મ્યુનિ- કોરપોરેશનના મેયર તરીકેની તેમની લોકપ્રિયતા જાણીતી છે.

સિંધ ધારાસભાના મહાસભા પક્ષે તેમને પોતાના પક્ષના નાયક તરિકે ચુંટી કાઢયા છે. તેમની નિષ્પક્ષપાત વૃત્તિમાં સૌને વિશ્વાસ છે.

## શ્રીમતિ રસિકમણીબ્હેન દેસાઇ

ન્હાની ઉંમરમા વૈધવ્ય પ્રાપ્ત થતા સામાન્ય રીતે અન્ય વિધવાઓની જેમ જીવનને વધુ ન ગુગળાવતા શ્રીમતિ રસિકમણી બાળમુકુદ દેસાઇએ સેવામાર્ગ પસદ કર્યો



એમનો જન્મ ૧૮૯૧ ની સાલમા અમદાવાદ ખાતે ખાનદાન કુટુબમા થયેલો

૧૯૧૬ મા તેઓ મુબઇ ખાતેના ગુજરાતી હિદુ સ્ત્રી મડળમા તેના માનદ્ મત્રી તરીકે જોડાયા જે સ્થાન આજ પર્યંત તેઓ ધરાવતા આવ્યા છે એમની એ સસ્થાની સેવાઓની કદર થઇ અને ગત સાલમા એમને માનપત્ર આપવામા આવ્યુ હતુ જે પ્રસગે પ્રમુખસ્થાનેથી લેડી લક્ષ્મિબ્હેને એમની અનેકવિધ સેવાઓ પર પ્રશસાના પુષ્પો વેર્યાં હતા

આ ઉપરાત સેવાસદન, બોમ્બે પ્રેસિડન્સી વિમેન્સ કાઉન્સિલ તથા સાહિત્ય સસદ વિગેરે સસ્થાઓમા પણ અગ્રસ્થાન ભોગવતા આવ્યા છે ગત દુષ્કાળ સકટ પ્રસગે ફાળો ઉઘરાવવામા સક્રિય ભાગ લીધો હતો

સ્વભાવે શાત અને સેવાભાવી છે મહિલાઉત્કર્ષ અને સમાજસેવા એ જ ધ્યેય.

❋

## શ્રીમતિ ગંગાબ્હેન પટલ

**શ્રી**મતિ ગંગાબ્હેન ગોરધનદાસ પટેલનો જન્મ ૧૮૯૦ ની સાલમાં ભાદરણ મુકામે પાટીદાર જ્ઞાતિમાં થયેલો.

૧૯૧૯ માં એમણે જાહેર જીવનમાં ભાગ લેવા માંડયો અને મહિલા પ્રવૃત્તિઓમાં પરોવાયાં. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની શાંતાક્રુઝ ખાતેની શાખાના સ્થાપકોમાંના તેઓ એક. ૧૯૨૬ ની સાલથી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે તેઓ ચુંટાતાં આવ્યાં છે. ૧૯૩૯ની સાલથી તેઓ એ સંસ્થાની પત્રિકાના તંત્રીપદે નિમાયાં છે. મુંબઇ પ્રાંતિક મહિલા સમિતિ તથા અખિલ હિંદ મહિલા પરિષદમાં મુંબઈના પ્રતિનિધિ તરીકે ચાર



વખત ચુંટાયાં હતાં. ૧૯૩૧ ની સાલમાં આણંદ ખાતે ભરાયલી પાટીદાર ભગિનિ સમાજ પરિષદના પ્રમુખ તરિકે પસંદગી પામ્યાં હતાં. મહિલા પ્રવૃત્તિમાં એમનું સ્થાન અગ્ર છે; સેવાઓ પ્રશંસાને પાત્ર છે.

કેવળ મહિલા પ્રવૃત્તિમાં જ એમની પ્રવૃત્તિ સમાતી નથી. તેઓ રાષ્ટ્રવાદી હોઇ રાજકિય ચળવળ સાથે પણ સંબંધ ધરાવે છે. વીસ વરસોથી શાન્તાક્રુઝ, ઉપનગર જીલ્લા તથા મદા-

રાષ્ટ્ર પ્રાંતિક મહાસભા સમિતિમાં મહત્વનાં સ્થાનો ભોગવે છે. ૧૯૩૦–૩૨ ની લડત દરમ્યાન વડી ધારાસભાની ચુંટણીનો વિરોધ કરવાની ચળવળમાં, વિદેશી કાપડ તથા દારૂ તાડી પિકેટીંગમાં આગળ પડતો ભાગ લીધો હતો. વિગ્રહ સમિતિના ૧૮ મા સરસુખત્યાર તરીકે તેમને જેલયાત્રા સાંપડી હતી. ૧૯૩૪–૩૫ માં અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય તરીકે ચુંટાયાં હતાં.

૧૯૩૮ થી બાંદરા મ્યુનિસિપાલિટિ, વડોદરા રાજ્ય પ્રજામંડળ સમિતિ તથા હિંદી રાજસ્થાની લોક સમિતિનાં સભ્ય છે. તેઓ સારાં લેખિકા તથા વક્તા છે.

## શ્રી૦ વિશ્વનાથ વૈદ્ય

શ્રી૦ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યનો જન્મ ૧૮૬૩ની સાલમાં પોરબંદર ખાતે થયેલો. પોરબંદર, મુંબઈ અને લંડન ખાતે કેળવણી લઈ બી. એ. અને બેરિસ્ટર બન્યા.

શરૂઆતમાં સોલિસિટરની પેઢીમાં આર્ટિકલ ક્લાર્ક તરીકે જોડાયા અને મુંબઈના આગેવાન શેઠીઆઓ સાથે મળીને તેમણે મીલો, શ્રી લાઈફ એસ્યોરન્સ કંપની તથા દવાના કારખાનાની શરૂઆત કરી. હિંદી ઉદ્યોગની સ્થાપનામાં સેવાઓ અર્પણ કરી. વૃદ્ધાવસ્થામાં પણ તેના સંચાલનમાં તેઓ ભારે રસ લઈ રહ્યા છે.



વિલાયતના વસવાટ દરમ્યાન તેમના પર રાષ્ટ્રિય ચળવળની અસર થયેલી. તીબેટ પર જ્યારે કર્નલ યંગ હસબંડે ચઢાઈ કરી ત્યારે વિલાયતમાં દાદાભાઈ નવરોજી, સર વિલીઅમ વેડરબર્ન, આર. સી. દત્ત તથા સુરેન્દ્રનાથ બેનરજીએ ભારે વિરોધ ઉઠાવ્યો અને સભાઓ ભરી. શ્રી૦ વિશ્વનાથભાઈએ પણ આ પ્રવૃત્તિમાં અગ્ર ભાગ લીધો હતો.

રાષ્ટ્રિય મહાસભાના સ્થાપકોમાંના એક તે શ્રી૦ વિશ્વનાથભાઈ, વિલાયતથી આવ્યા પછી પણ તેઓ મહાસભાની પ્રવૃત્તિઓ અને બંધારણમાં ઉંડો રસ ધરાવતા હતા.

વીરમગામની જકાત સામે વરસો સુધી ચલાવેલી લડત, મુંબઈ યુનિવર્સિટિમાં સરકારી સભ્યોની સંખ્યા ઘટાડવી પ્રજાવાદી સભ્યોની સંખ્યામાં વધારો કરાવવાની લડત, જાહેર ટ્રસ્ટો તથા ધર્મને નામે ધાર્મિક સંસ્થાઓમાં ચાલતા ગોટાળા સામેની લડતમાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો છે.

શ્રી૦ વિશ્વનાથભાઇ વૈદ્યવિદ્યા, સંસ્કૃત ભાષા તથા ધાર્મિક બાબતોના ઉંડા અભ્યાસી છે, કેળવણી, સાહિત્ય તથા સામાજિક ક્ષેત્રોમાં અગ્રસ્થાન ભોગવે છે. કેટલીયે સંસ્થાઓના તેઓ સંચાલક તથા ટ્રસ્ટી છે.



## શ્રી૦ લક્ષ્મિનારાયણ વૈદ્ય

**શ્રી** લાઇફ એસ્યુરન્સ કંપનીના મેનેજીંગ એજન્ટ શ્રી૦ લક્ષ્મિનારાયણ વિશ્વનાથ વૈદ્યનો જન્મ ૧૮૯૯ ની સાલના ઑક્ટોબર માસની વીસમી તારિખે મોરબી ખાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.

વિદ્યાર્થી જીવન ઉત્સાહી અને આનંદી હતું; રમત ગમતોમાં ભાગ લેતા નાટયપ્રયોગના પાત્રને કુશળતાપૂર્વક ન્યાય આપવા માટે લૉર્ડ વીલીંગ્ડને તેમની પ્રશંસા કરેલી; ધન્યવાદ આપેલા. ૧૯૧૮ માં ઇન્ટર આર્ટસમાંથી અભ્યાસ છોડી હિંદી વેપારી મંડળમાં તાલીમ મેળવવાની ભાવનાએ નોકરીમાં જોડાયા અને ૧૯૨૧ માં શ્રી૦ જે. કે. મહેતાની સાથે યુરોપના વેપારી ક્ષેત્રોના અભ્યાસાર્થે યુરોપનો પ્રવાસ ખેડયો હતો. યુરોપથી પાછા ફરી તેઓ શ્રી લાઇફ એસ્યુરન્સ કંપનીમાં જોડાઇ ગયા. જેના તેઓ મેનેજીંગ એજન્ટ છે. વિમાના રાષ્ટ્રિય ઉદ્યોગમાં કીંમતી ફાળો આપી રહ્યા છે.

આ ઉપરાંત સામાજીક તેમ જ જ્ઞાતિની વિવિધ પ્રવૃત્તિઓમાં તેમનો આગેવાનીભર્યો ભાગ છે. વડાઓની જેમ વિદ્યાર્થીઓ પ્રત્યે તેમની સહાનુભુતિ છે. રાષ્ટ્રિય આંદોલનો પ્રત્યે ઉંડો પ્રેમ ધરાવે છે. ૧૯૩૦–૩૦ ની લડત પ્રસંગે પ્રભાતફેરીઓ કાઢવામાં અગ્રભાગ લેતા.



## શ્રી૦ મહમદઅલી ચાગલા

શ્રી૦ મહમદઅલી કરીમભાઇ ચાગલાનો જન્મ ૧૯૦૦ ની સાલમાં થયો હતો.

મુંબઇ તથા વિલાયતમાં કેળવણી લઈ તેમણે મુંબઇ ખાતે વકીલાત આદરી. પ્રથમ તેમણે શ્રી૦ મહમદઅલી ઝીણાનો સાથ મેળવ્યો અને મુસ્લીમ લીગના મંત્રી તરીકે સેવાઓ બજાવી. પરંતુ નહેરૂ રિપોર્ટ પર મતભેદ પડતાં તેમણે ૧૯૨૬ માં મુસ્લીમ લીગમાંથી રાજીનામું આપ્યું. શ્રી૦ ઝીણાને પડતા મૂક્યા.



એમના હૈયે કોમીવાદ નથી. રાષ્ટ્રવાદનાં નિર્મળ નિરનું તેમણે પાન કર્યું છે. રાષ્ટ્રવાદી મુસ્લીમ આગેવાનોમાં તેમનું સ્થાન અગ્ર છે.

વિદ્યાર્થી પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લ્યે છે. કોમીવાદ સામેની તેમની લડત જાણીતી છે. સામાજિક ક્ષેત્રોમાં તેમનો સંગીન ફાળો છે.

સ્વભાવે શાંત તથા નિરાડંબરી છે. હિંદી યુવાનોનો પ્રેમ સંપાદન કર્યો છે.

□

## શ્રી० એચ. જે. ગાંધી

જે. જે. એન્ડ સન્સના અગ્ર સંચાલક શ્રી० એચ. જે. ગાંધી ગરિબી અવસ્થામાં ઉછરેલા અને સામાન્ય કેળવણી પ્રાપ્ત કરી સૉલિસિટરની ઑફિસમાં કારકુનની નોકરીમાં જોડાયા. પરંતુ એ ક્ષેત્ર એમની વેપારી બુધ્દિને અનુકુળ ન થયું.



૧૯૨૩ માં ભુવનેશ્વર ખાતે ચંપલોની નાની દુકાન કાઢી. દિનપ્રતિદિન ધંધામાં વિકાસ થતો રહ્યો અને પછી કારખાનું ખોલ્યું. જેમાં આજે સુઝ અને સ્લિપર બેઉ મેન્યુફેક્ચર થાય છે.

હિંદ, સીલોન, બર્મા તથા આફ્રિકામાં તેમની એજંશીઓ છે તથા મુંબાઇ ઇલાકામાં મથકો સ્થાપ્યાં છે. હજી પણ એ ધંધાના વધુ વિકાસમાં તેઓ તથા તેમના સહકાર્યકરો પોતાની શક્તિ રેડી રહ્યા છે.

ગરિબીમાંથી સાહસ આદરી રાષ્ટ્રિય ઉદ્યોગની ઉત્તમ સેવા બજાવી છે. એમની કર્તવ્યપરાયણતા ગરિબ જનતા માટે પ્રેરણારૂપ છે.



## શ્રી૦ જુગતરામ દવે

વેડછી, આશ્રમના આત્મા શ્રી૦ જુગતરામ દવે મહાસભાના મૂંગા કાર્યકર છે. એમને બોલવા કરતાં સંગીન કામ કરવું ઘણું ગમે છે.

તેઓ મૂળ વઢવાણના વતની તથા જ્ઞાતિએ બ્રાહ્મણ છે. ૧૯૧૭-૧૮ ની સાલથી એમણે સેવાનો માર્ગ લીધો છે. સ્વામિ આનંદ, કાકા કાલેલકર અને મહાત્માજી સાથે તેમણે અનેક સેવાકાર્યો કીધાં છે. સાબરમતી આશ્રમમાં રાષ્ટ્રિય શિક્ષણનો બોજો તેમણે જ ઉપાડેલો. મોટાની સાથે ભળવાનું માન મળવા છતાં તેમની સાથે બરોબરી કરવા કરતાં પોતાની જાતને સેવક તરીકે ઓળખાવવામાં તેઓ પોતાની યોગ્યતા અને મહત્તા સમજે છે.



હરિપુરા ખાતે ભરાયલા મહાસભાના અધિવેશન પ્રસંગે એમને પ્રકાશન ખાતાનું કામ સોંપવામાં આવ્યું. તેમણે કહ્યું એ કામ કરતાં મને સાફસુફીનું કામ આપો. તેમણે સહકાર માટે વિનતી કરતાં અનેક ખાનદાન યુવાનો તેમની પડખે સાફસુફીનું "હરિજન" કાર્ય કરવા ઉભા થઇ ગયા.

૧૯૨૪ ની સાલથી મહાત્માજીની પ્રેરણાનું પાન કરી શ્રી૦ જુગતરામ દવે ગામડાની જનતાની સેવા કરવા નીકળી પડયા છે. વેડછી એમની સેવાપ્રવૃત્તિનું મુખ્ય મથક, રાનીપરજની જનતાની-

આજે સોળ વરસ પછી દર્શન કરો. જ્યાં શિથિલતાના તથા અજ્ઞાનના પડ જામ્યાં હતાં ત્યાં આજે ઉત્સાહ અને ચેતનનાં પૂર છવાયાં છે. વેડછી રાનીપરજ વિદ્યાલયમાંથી ઉત્તમ સમાજસેવકો બહાર પડે છે.

ખાદી તથા ગોળ ઉદ્યોગને પ્રગતિના માર્ગે લઇ જવાનું તથા દુબળા ગ્રામ્યજનોને ગુલામીમાંથી છોડવી આદર્શ હિંદી બનાવવાનું તેઓ પોતાનું ધ્યેય પાર પાડી રહ્યા છે. કીર્તિની લાલસા નથી. કર્તવ્યપરાયણતા એ જ ધર્મ.

## શ્રીમતિ પેરીનબ્હેન કેપ્ટન

આજે આત્મબળિદાન આપીને શુભ નામના કમાઇ ગયેલા બાપદાદાઓનાં નામ પર મુસ્તાક બનીને અગ્રસ્થાન પ્રાપ્ત કરવાની લાલસા સેવતી અનેક વ્યક્તિઓને આપણે વર્તમાન યુગમાં જોઇએ છિએ. પરંતુ તેમાંનાં એક પેરીનબ્હેન તો નથી જ.' એમનું અગ્રસ્થાન એમની સેવાઓને આભારી છે.



એમનો જન્મ ૧૮૮૮ ની સાલના ઓક્ટોબર માસની 'બારમી તારિખે કચ્છ-માંડવી ખાતે પિતાશ્રી મરહુમ શ્રી૦ અરદેશર નવરોજી ડૉક્ટરને ત્યાં થયેલો. શ્રીમતિ પેરીન-બ્હેન હિંદના દાદા મહર્ષિ દાદાભાઇ નવરોજીના પૌત્રી થાય. મુંબઈ ખાતે ગ્રેજ્યુએટ બની વધુ અભ્યાસાર્થે પેરીસ ગયાં અને ત્યાંથી "ડી' એલાયન્સ ફ્રેન્કેઈઝ "નો ડિપ્લોમા મેળવી હિંદ આવ્યાં. વિદ્યાર્થી જીવનમાંથી જ રાષ્ટ્રિય ક્ષેત્ર તરફ એમની નજર પડેલી. રાષ્ટ્રગૌરવના સંસ્કારો તો જન્મથી જ રેડાયલા.

હિંદમાં આવી તેમણે રાજકીય તથા સામાજિક ક્ષેત્રોમાં ઝંપલાવ્યું. સેવિકા સંઘ તથા રાષ્ટ્રિય સ્ત્રીસભાની સ્થાપના કરી જેના પર ગત લડતમાં પ્રતિબંધ મૂકાયો હતો. કેવળ આ જ સ્ત્રી-સંસ્થાઓ પર સરકારની આંખ રાતી બની હતી; જ્યાં ખડતલ દેશસેવિકાઓનાં ઘડતર થતાં.

ગાંધી સેવા સેના દ્વારા તેઓ ખાદી અને ગ્રામ્ય ઉદ્યોગમાં અજોડ ફાળો આપી રહ્યાં છે. એ એમની પ્રવૃત્તિઓના અંગ બની રહ્યાં છે. પ્રાણ રેડીને કાર્ય કરવાની ધગશ એમનામાં છે. એમના જેવી સુહૃદમી રાષ્ટ્રભાવનાથી તરબોળ બનેલી પુત્રીઓ જો ભારતવર્ષમાં ઘરઘર પ્રગટે તો હિંદના એકેય ખૂણામાં ગુલામીની કણ ન રહે.

સ્વ. પંડિત મોતીલાલ નહેરૂએ રાષ્ટ્રસેવામાં સમર્પણ કરેલા સ્વરાજ્ય ભુવનનાં તેઓ એક ટ્રસ્ટી છે. મુંબઇ મહાસભા સમિતિના સભ્ય તથા ગીરગામ જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ તરીકેની સેવાઓ જનતા વીસરી શકે તેમ નથી. હરિજન તથા સામાજિક પ્રવૃત્તિઓમાં પણ રસ ધરાવે છે. મુંબઇમાં ગજબનાક રોગચાળાની આફતો પ્રસંગે તેઓ જનતાની સેવામાં ગુંથાયાં હતાં.

સાદાઇ, સરળતા, નિર્મળતા, નિખાલસતા અને સહિષ્ણુતા તેમના જીવનમાંથી ઝરે છે. રાષ્ટ્રિય સંગ્રામમાં સેંકડો સેવિકાઓને દોરનાર અને જેલયાત્રાનાં કષ્ટો ખમનાર એમના જેવી આઝાદ નારીઓનું સરજનહાર સરજન કરે એ જ પ્રાર્થના



## શ્રીમતિ જયશ્રીબેન રાયજી

શ્રીમતિ જયશ્રીબેન રાયજીનો જન્મ વડનગરા નાગર જ્ઞાતિમાં, જાણીતા સમાજસુધારક સર મનુભાઇ મહેતાને ત્યાં ૧૮૯૫ ની સાલના ઑક્ટોબર માસની ૨૬ મી તારીખે સુરત ખાતે થયેલો.

પિતાશ્રી સર મનુભાઈ વડોદરાના દિવાન હોવાથી બાળ અને



વિદ્યાર્થી જીવન વડોદરામાં વિત્યું. ૧૯૧૮માં બી. એ. બન્યાં. અને એજ વર્ષમાં શ્રી૦ નૈષધરાય એમ. રાયજી સાથે લગ્ન થયાં.

લગ્ન બાદ ૧૯૨૦ માં તેઓ મુંબઇ આવ્યાં અને શ્રી ભગિનિ સમાજમાં જોડાયાં; જાહેર પ્રવૃત્તિઓના શ્રીગણેશ મંડાયા. આઠ વરસોથી તેઓ એ સંસ્થાના પ્રમુખ છે. મુંબાઇની અન્ય મહિલા સંસ્થાઓમાં પણ તેઓ જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે.

૧૯૩૪ ની સાલથી તેઓ મુંબઇ યુનિવર્સિટિનાં સભ્ય છે તથા એ સંસ્થાદ્વારા મ્યુની૦ સ્કુલ્સ કમિટિનાં સભ્ય છે.

રાષ્ટ્રિય, સામાજિક તથા કેળવણીને લગતી પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે. સ્વભાવે શાંત અને ગંભીર છે.



## શેઠ શ્રી૦ ભવાનજી અરજણ ખીમજી

૧૯૩૦-૩૨ ની આઝાદીની લડત દરમ્યાન વિદેશી પેઢીઓનો બહિષ્કાર કરવાની સખ્ત ઝુંબેશ ઉપાડનાર શેઠશ્રી ભવાનજી અરજણ ખીમજીનો જન્મ જૈન કોમમાં ૧૯૦૨ ની સાલના જુલાઈ માસની ૨૮ મી તારિખે ખામગામ મુકામે થયો હતો.

નાની ઉંમરે તેઓ પોતાના પિતાના નામથી ચાલતી " અરજણ ખીમજી "ની પેઢીમાં જોડાઇ ગયા હતા. વેપારના વધુ વિકાસાર્થે વિશ્વનો પ્રવાસ ખેડી અન્ય દેશોના વેપારના વધુ ગાઢ સંપર્કમાં આવ્યા. તેઓ મેસર્સ અરજણ ખીમજી એન્ડ કંપનીના વડા ભાગીદાર તથા અરજણ ખીમજી જીનીંગ એન્ડ પ્રેસિંગ કંપની લી૦ ના ડાયરેકટર છે. ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશન લી૦ ના ડાયરેકટર હતા.



આ ઉપરાંત ઓમણે કોટન મર્ચંટસ એન્ડ મુકાદમ એસોસીએશન લી૦ ના પ્રમુખ તથા ઓમણે લેજીસ્લેટીવ એસેમ્બલી તરફથી નીમાયેલ જી. આઇ. પી રેલ્વે સ્થાનિક સલાહકારી સમિતિ, મુંબઇ ધારાસભા, અખિલ હિંદ મહાસભા સમિતિ, મુંબઇ ઇલાકા હરિજન સમિતિ, મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય તથા ધારાસભાના મહાસભા

પક્ષ અને મું. પ્રાં. મ. સમિતિના ખજાનચી તથા અનેક સખાવતી અને સામાજિક સંસ્થાઓના ટ્રસ્ટી છે. ઉપાડેલી પ્રત્યેક પ્રવૃત્તિમાં સોહી રેડવાની તેમનામાં ધગશ છે.

૧૯૩૦–૩૨ ની લડત પ્રસંગે વિદેશી વેપારી પેઢીઓનો બહિષ્કાર કરવાની તેમણે ભારે પ્રવૃત્તિ આદરતાં સરકારની આંખ તેમના પર લાલ થઈ અને તેમની સાથે બીજા ત્રણ વેપારીઓને સરકારે પકડી લીધા હતા. મુંબઈના રૂ બજારમાં સરકારનાં આ પગલાં સામે સખ્ત વિરોધ ઉઠયો અને હડતાળ પડી. પરિણામે સરકારને તેમને સૌને છોડી મેલવાની ફરજ પડી હતી.

૧૯૩૮ ની સાલમાં કલ્યોલ તાલુકા રાજકીય પરિષદના પ્રમુખ તરિકે તેમની પસંદગી થઇ હતી.

તેઓ આગેવાન વેપારી તથા ચુસ્ત મહાસભાવાદી છે. રાષ્ટ્ર અને જનસેવા એજ ધ્યેય.

## શ્રી૦ દાદુભાઇ દેસાઇ

ગુજરાતના ખેડુતપ્રશ્નો તથા સરકારના ખેતીને લગતા કાનુનોના મહાન અભ્યાસી શ્રી૦ દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઇ નડીઆદના જાણીતા દેસાઈ કુટુંબના નબીરા છે.

આ કુટુંબે તથા શ્રી૦ દાદુભાઇએ સરકારી કુટુંબોનાં માનચાંદ



ભોગવ્યાં છે. શ્રી૦ દાદુભાઇએ જીલ્લા લોકલ-બોર્ડનું પ્રમુખપદ તથા ધારાસભાનું સભ્યપદ દશ વર્ષો સુધી ભોગવ્યું છે પરંતુ મહાસભાની હાકલ પડતાં તેમણે ધારાસભામાંથી રાજીનામુ આપ્યુ હતું એટલું જ નહિ પરંતુ રાવસાહેબના ઇલ્કાબને લાત મારી ૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં જોડાઈ જેલયાત્રા ભોગવી હતી.

નડીઆદ ખેતીવાડી મંડળના પ્રમુખ તરિકે તથા આબકારી અને મહેસુલ સમિતિના સભ્ય તરીકે પણ તેમણે સેવા બજાવી છે.

નડીઆદ મ્યુનિસિપાલિટિના પ્રમુખ તથા મુંબઈની ધારાસભાના તેઓ સભ્ય છે. ગમે એવા સંજોગોમાં તેઓ હરહંમેશ પ્રજાની પડખે જ રહ્યા છે.

## શ્રી૰ દિનકરરાવ દેસાઇ

ગુજરાતના બુદ્ધિશાળી, પ્રતિભાવાન તથા મુત્સદ્દી નેતા શ્રી૰ દિનકરરાવ નરભેરામ દેસાઇનો જન્મ ૧૮૯૦ ની સાલના જુલાઇ માસની પહેલી તારિખે ભરૂચ ખાતે થયેલો.

છેલ્લાં વીસ વર્ષોથી તેઓ ગુજરાતની સામાજિક તથા રાજકીય પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા છે. ગત સત્યાગ્રહની ચળવળ દરમ્યાન ત્રણ વાર સજાઓ ભોગવી છે.



ભરૂચ મ્યુનિસિપાલિટિ તથા સ્કુલ બોર્ડનું પ્રમુખપદ તેમણે વર્ષો સુધી ભોગવ્યું છે અને તે દરમ્યાન તેમણે જનતાની અનેકવિધ સેવાઓ બજાવી છે.

રાષ્ટ્રિય દ્રષ્ટિએ મ્યુનિસિપલ તંત્રનું સંચાલન કરવા બદલ સરકારે મ્યુનિસિપાલિટિને સસ્પેન્ડ કરી હતી પરંતુ એ મુદ્દત પુરી થતાં તેમને પુનઃ પ્રમુખ તરિકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૯૩૦ ની સાલમાં રાણપુરના પોલીસ અત્યાચારો માટે નીમાયલી બીજી તપાસ સમિતિના પ્રમુખ તરિકે તેમને નીમવામાં આવ્યા હતા. જે દરમ્યાન અમદાવાદમાંથી તેમની ધરપકડ થઇ હતી. પાછળથી આ ધરપકડ ગેરકાયદેસર ઠરતાં તેમને છોડી મૂકવામાં આવ્યા હતા. ગત ધારાસભાની ચુંટણીમાં તેઓ યશસ્વી નિવડયા હતા.

વધુ બોલવા કરતાં સંગીન કાર્ય કરવામાં તેઓ માને છે.

## કાકા કાલેલકર

શ્રી દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકરનો જન્મ ૧૮૮૫ ની સાલના ડિસેંબર માસની પહેલી તારિખે બેલગામ ખાતે થયેલો. બેલગામ તથા પુના ખાતે કેળવણી લઇ બી. એ. બન્યા અને પહેલી એલએલ. બી. માંથી અભ્યાસને છેલ્લી અંજલિ આપી "રાષ્ટ્રમત" પત્રમાં જોડાઇ ગયા.



વર્તમાનપત્રોદ્વારા રાષ્ટ્રિયતાનો ઘોષ વહેવડાવવા ઉપરાંત રાષ્ટ્રિય શિક્ષણ પ્રચાર અંગે શાળાઓમાં કાર્ય કરવા લાગ્યા અને અનેક સંસ્થાઓની સ્થાપના કરી.

ત્યાર બાદ તેમણે પગપાળા મુસાફરી આદરી હિમાલય, નેપાળ, સિલોન અને બર્મા વિગેરે વિસ્તારોમાં ફર્યા. આ જ અરસામાં પૂ૰ મહાત્માજી આફ્રિકાથી આવ્યા અને અમદાવાદ ખાતે સાબરમતિ આશ્રમની સ્થાપના કરી. મહંત ! મહંત તરફ ખેંચાયા. ૧૯૧૬ ની સાલમાં પ્રવાસેથી પાછા ફરી કાકા કાલેલકર આશ્રમમાં જોડાયા. રાષ્ટ્રસેવાનો ભેખ ધારણ કર્યો.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં એમનો મહત્વનો ફાળો છે. જેનું વાઇસ ચેન્સેલર પદ તથા પ્રિન્સિપાલ પદ તેમણે ૧૯૨૭ થી ૧૯૩૪ સુધી શોભાવ્યું. મહાત્માજી જ્યારે જેલમાં હતા ત્યારે "નવજીવન" પત્રનું તંત્ર એમના હાથમાં મૂકાયું હતું.

અસહકાર તથા સત્યાગ્રહની લડતો પ્રસંગે જેલયાત્રાઓ સેવી. એમના જીવનમાં મહારાષ્ટ્રની ધૈર્યશક્તિ તથા ગુજરાતની ક્ષમાભાવના ઓતપ્રોત થયેલી છે. સ્વભાવે શાંત કાકા કાલેલકર.

## શ્રીમતિ મીઠુબ્હેન પીટીટ

લક્ષ્મીની લાલસા અને રાજવી જીવનને સ્વેચ્છાએ તિલાંજલિ આપવાની પગશ શ્રીસમાજમાં જ્યારે ક્ષિતિજની બહાર હતી ત્યારે શ્રીમતિ મીઠુબ્હેન પીટીટે પૂ૦ મહાત્માજીના ચરણે પોતાની સેવાઓ સમર્પણ કરી હતી.

જલીઆનવાળા બાગના હત્યાકાંડે એમના હૃદયને હચમચાવી મૂક્યું, દેશબાંધવોની કરુણ ચીસે એમની નસેનસ ઝણઝણાવી મૂકી. શાહજાદી સમા જીવન પર વૈરાગ્ય આવ્યો. જ્યારે ભારતમાતાના સુહાગી પુત્રોનાં કારમા બલિદાન લેવાય ત્યારે સુખ અને સુંવાળી નિદ્રાના સ્વપ્નાં આર્યપુત્રીઓ ક્યાંથી સેવી શકે ? એમણે ઘરબાર છોડયાં અને સ્વેચ્છાએ સેવાભેખ ધારણ કર્યો.



એમનો જન્મ ૧૮૯૨ ની સાલના એપ્રિલ માસની અગીઆરમી તારિખે મુંબઇ ખાતેના જાણીતા ખાનદાન પીટીટ કુટુંબમાં થયેલો. હિંદના પહેલા બેરોનેટ સર દીનશા માણેકજી એમના વડદાદા થાય. પિતાનું નામ હોરમસજી તથા માતાનું નામ પીરોજબાઇ. વૈભવ અને લાડમાં ઉછરેલી પુત્રી ગામડાના ઝુંપડાંઓમાં પોતાનું જીવન ગુજારશે, માંસાહાર ત્યાગી અન્નાહારી બનશે અને ગરિબની જેમ માટીના વાસણોમાં ભોજન લેશે એવી કલ્પના સરખીએ આ દંપતિને નહિ આવી હોય.

શ્રીમતિ મીઠુબ્હેનને ગુજરાતની ગ્રામ્ય જનતા "માયજી"ના વ્હાલસોયા નામથી સંબોધે છે, ખાસ કરીને સુરત જીલ્લાનાં ગામડાંઓમાં એમણે જે સેવાઓ સમર્પિ છે તે તો સૂવર્ણાક્ષરે રાષ્ટ્રના ભાવિ ઇતિહાસમાં આલેખાશે.

ખાદી તથા ગ્રામ્યોદ્યોગ પ્રત્યે એમને ઉંડો પ્રેમ છે. સુરત જીલ્લામાં એમણે એ માટે અનેક મથકો સ્થાપ્યાં છે. એ દિશામાં અહોનિશ એમની સેવાઓનો પ્રવાહ વહેતો રહ્યો છે જે ત્યાંની જનતાને આશિર્વાદરૂપ છે.

૧૯૨૭ ના રેલસંકટનિવારણમાં, બારડોલી સત્યાગ્રહમાં, ૧૯૩૦-૩૨ ના આઝાદી યુદ્ધમાં, દારૂ તથા પરદેશી કાપડ બહિષ્કારની પ્રવૃત્તિઓમાં એમની સેવાઓ અગાધ છે. ગામડાની નિર્જીવ પ્રજાને સજીવ કરી છે જીવન સાર્થક.



## બિરાદર ઇન્દુલાલ યાજ્ઞિક

ગુજરાતના ખડતલ સૈનિક અને કોઈની પણ મહત્તાથી અંજાયા । કેવળ આત્માના અવાજ પ્રમાણે જીવનપંથને વાળતા બિરાદર ઇન્દુલાલ યાજ્ઞિકના આત્મભોગોથી ગુજરાત અજાણ્યુ નથી.

એમનો જન્મ ૧૮૮૬–૮૭ માં નડીઆદ ખાતે નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. વિદ્યાર્થી જીવનથી જ સ્વતંત્ર સ્વભાવના. કોઈના આડંબરથી ન અંજાવું અને હૃદયના અવાજ પ્રમાણે સેવા કરવી એ જ એમનો જીવનમુદ્રાલેખ. બી. એ., એલએલ. બી. બન્યા પરંતુ એમના સ્વતંત્ર સ્વભાવને વકીલાતનો ધંધો ન પરવડ્યો.



દેશદાઝથી દાઝેલા એ યુવાને ધનવાન બનવાનાં સોણલાં નેવે મૂક્યાં અને રાષ્ટ્ર–મુક્તિ કાજે સારાએ જીવનને જલાવી દીધું.

સરવંટસ ઑફ ઇન્ડીઆ સોસાયટીમાંથી સેવાક્ષેત્રની જમાવટ કરી અને પછી મહાત્માજીના સાબરમતિ આશ્રમમાં જઈ રહ્યા. સારાએ ગુજરાતમાં રાષ્ટ્રવાદનો પવન ફુંકવા શહેરો અને ગામડાંઓમાં રખડ્યા, ઉંઘ અને અન્ન વિસારે નાખ્યાં. ' નવજીવન ' પત્રના તંત્રી સ્થાનેથી જનતાના હૃદયમાં રાષ્ટ્રવાદના નિર સિંચ્યા. ગુજરાતના અનેક સ્થળોએ ગુજરાત કેળવણી મંડળની સ્થાપના કરી જનતાને કેળવણી આપતી આદર્શ શાળાઓ સ્થાપી.

હોમરૂલ લીગ રૉલેટ એક્ટ, અસહકાર, સ્વદેશી પ્રચાર વિગેરે ચળવળોમાં પ્રાણ પાથર્યો; હજારો ઉંઘતા બાંધવોને જગાડયા; આત્મભાન કરાવ્યું. એમની એ સેવાઓ ભૂલાશે નહિ.

મતભેદોના કારણે તેઓ મહાસભાથી વેગળા ગયા છે. મજુર તથા ખેડુતોની સેવામાં તેઓ પરોવાઇ ગયા છે. હિંદરક્ષક ધારા હેઠળ સરકારે એમને ઝડપી લીધા છે.

તેઓ આદર્શ પત્રકાર, વકતા તથા સાક્ષર છે, એમના જીવનમાંથી યશ અને સાદાઇના વહેતા પ્રવાહનું વર્તમાન યુવકજગત પાન કરે એ જ પ્રાર્થના.



## શ્રી૦ ઈશ્વરભાઈ વ્યાસ

ભારતવર્ષના આઝાદીયજ્ઞમાં અનેક વ્યક્તિઓએ અનેકવિધ લાલસાઓ તથા મહત્ત્વાકાંક્ષાઓનો ભોગ આપ્યો છે. એમાંના એક તે શ્રી૦ ઈશ્વરભાઈ વ્યાસ. એમનો જન્મ ૧૮૯૦ ની સાલમાં નવેંબર માસની ૨૧ મી તારિખે ધંધુકા તાલુકામાં થયેલો.

ગરિબ અવસ્થામાં ઉછરી મહામહેનતે વિદ્યાર્થીજીવનને ઉજ્વળ બનાવી પહેલી એલએલ બી. ની પરિક્ષા પસાર કરી અને બીજી પરિક્ષાનો અભ્યાસ કરી વકીલ બનવાની ઉત્કંઠા સેવતા હતા ત્યાં તો અસહકારની ચળવળ ઉપડી. રાષ્ટ્રપ્રેમી માટે એક જ માર્ગ રહ્યો. મહાત્માજીની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા. વકીલ બનવાનું માંડી વાળ્યું અને કરમસદ રાષ્ટ્રિય વિનય મંદિરના આચાર્ય બન્યા. ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય તરિકે પણ ચુંટાયા. જેના વર્ષો સુધી સભ્ય રહ્યા.



ખેડા જીલ્લા તિલક સ્વરાજ ફંડ, બોરસદ મુકામે મળેલી ગુજરાત રાજકીય પરિષદ, અમદાવાદ જીલ્લા બોર્ડ તથા સ્કુલ બોર્ડ તથા મહાસભા સમિતિ, ગુજરાત વિદ્યાપીઠ, ધંધુકા ખેડુત મંડળ તથા સૌરાષ્ટ્ર સેવા સમિતિમાં જવાબદારીભર્યા પદેથી તેમણે સુંદર સેવાઓ બજાવી છે.

ગત સત્યાગ્રહની લડતમાં આગળ પડતો ભાગ લીધો હતો તથા સરકારના મહેમાન બન્યા હતા.

તેઓ આજે સામાજિક, હરિજન તથા ખેડુત સેવા ક્ષેત્રમાં ગૂંથાઇ રહ્યા છે. ગત ધારાસભાની ચુંટણીમાં તેમને કટોકટીભર્યા સંજોગોમાં વિજયી બનાવી એમની સેવાઓની જનતાએ કદર કરી છે.

## શ્રી૦ સનતકુમાર વીણ

એમ. એ. અને એલએલ. બી. ના અભ્યાસને પડતો મૂકી ૧૯૩૦–૩૨ ના રાષ્ટ્રિય યજ્ઞમાં પડતું મૂકનાર શ્રી૦ સનતકુમાર ચીમનલાલ વીણનો જન્મ ૧૯૦૬ ની સાલમાં ભરૂચ ખાતે થયેલો.

વિદ્યાર્થી જીવનમાંથી જ રાષ્ટ્રિય ભાવના જન્મેલી. મહાસભાના કાર્યક્રમમાં પોતાનો ફાળો આપતા. ૧૯૩૦ માં મહાસભાએ રાષ્ટ્રિય સંગ્રામની જાહેરાત કરતાં તેમણે ભણતર છોડયું અને જીવનની મહત્વાકાંક્ષાઓને ઠોકર મારી તેમણે લડતમાં ઝંપલાવ્યું; ત્રણ ચાર વેળાએ જેલયાત્રા ભોગવી.



આ ઉપરાંત તેઓ સામાજિક, કેળવણી તથા સાહિત્ય પ્રવૃત્તિમાં ઊંડો રસ ધરાવે છે. ૧૯૩૮–૩૯ ની સાલમાં તેઓ સુરત જીલ્લા સમાજવાદી પક્ષના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. ગયા વર્ષે એમના આંતરપ્રાંતિય અને જ્ઞાતિય લગ્ન થયાં.

આજે તેઓ વિમા જગતમાં જવાબદારીભર્યો હોદ્દો ધરાવે છે.



## શ્રીમતિ બચુબ્હેન ઠક્કર

મુંબઈના જાણીતાં સામાજિક કાર્યકર શ્રીમતિ બચુબ્હેન ધરમસિંહ ઠક્કર-નો જન્મ ૧૮૯૦ ની સાલમાં મુંબઈ ખાતે થયેલો. તેઓ એક સારા વક્તા તથા સ્ત્રી-કાયકર છે. એમના લગ્ન મેસર્સ ધરમસિંહ દિનકરરાવ અને નંદલાલ સૉલિસિટરની પેઢીના ભાગીદાર શ્રી૰ ધરમસિંહ જેઠાભાઇ ઠક્કર સાથે થયાં હતાં.



૧૯૧૮માં જ્યારે રાષ્ટ્રભાવનાની ચોમેર ભરતી ચઢતી હતી ત્યારે મુંબઇ ખાતે મહાસભાનું અધિવેશન ભરાયું હતું. આ અધિવેશનના મહિલા વિભાગની વ્યવસ્થા કરવાનું કામ તેમણે ઉપાડી લીધું હતું; એમના જાહેર જીવનનું આ પ્રથમ શુભ પગથીયું.

ત્યાર બાદ બે પ્રસંગોએ તેઓએ પતિ સાથે યુરોપનો પ્રવાસ ખેડયો. જે દરમ્યાન ત્યાંની મહિલા પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવાની તેમણે સારી ત મેળવેલી. સ્ત્રીસ્વાતંત્ર્યની ઉંડી ભાવનાનાં બીજ આ જ સમયે તેમનામાં વવાયાં.

તેઓ ભાટિઆ સ્ત્રીમંડળના સ્થાપકોમાંનાં એક ત ૧૯૩૫ થી તેનાં પ્રમુખ છે. આ મંડળ તરફથી ચાલતાં પુસ્તકાલય

બાળ તથા કન્યા મંદિરોનો લાભ સમસ્ત હિંદુ કોમને અપાય છે. ભાવના સંકુચિત રાખવામાં નથી આવી.

રાષ્ટ્રિય, સામાજિક, કેળવણી તથા આરોગ્યને લગતી પ્રવૃત્તિઓમાં તેઓ આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે.

અગ્ર ગણાતી મુંબઇની મહિલા સંસ્થાઓમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે.

## શ્રી૦ ગુલઝારીલાલ નંદા

શ્રી૦ ગુલઝારીલાલ નંદાનો જન્મ ૧૮૯૮ ની સાલના જુલાઈ માસની ૪ થી તારિખે ગુજરાનવાલા ખાતે આવેલા બાડોક ખાતે થયેલો.

વિદ્યાર્થીજીવન ઉજ્જ્વળ હતું. બી. એ., એલએલ. બી. હોવા છતાં ધનવાન બનવાની લાલસાને જતી કરીને તેઓ આજે અમદાવાદની મજુર પ્રવૃત્તિમાં પરોવાઈ ગયા છે. મુંબઈની નેશનલ કૉલેજના ઇકૉનૉમિક્સ પ્રોફેસર તરિકે તેમની નિમણુંક થઇ હતી.



૧૯૨૧ તથા ૧૯૩૦–૩૨ ની મહાસભાની લડતોમાં તેમનો સક્રિય ફાળો છે. જે દરમ્યાન તેઓ જેલના મહેમાન બન્યા હતા. ધારાસભાની ગત ચુંટણીમાં સફળ નિવડ્યા હતા તથા મજુર અને આબકારી ખાતાના પાર્લામેંટરી સેક્રેટરી તરિકે નિમાયા હતા.

અમદાવાદ મજુર મહાજન તથા અમદાવાદ મ્યુનિસિપાલિટિની સેવાઓમાં તેમનો સંગીન ફાળો છે. તેઓ સાદા, નમ્ર તથા કર્તવ્યપરાયણ છે.

## શ્રી૦ વામનરાવ મુકાદમ

ગુજરાતના જાણીતા તથા લોકપ્રિય મહાસભાવાદી આગેવાન શ્રી૦ વામનરાવ સીતારામ મુકાદમનો જન્મ ૧૮૮૭ ની સાલમાં ગોધરા ખાતે થયેલો.

ખેડા જીલ્લાના સત્યાગ્રહની લડતથી તેમના રાજકિય જીવનની શરૂઆત થઇ. ત્યારથી આજ પર્યંત તેઓ મહાસભાના સાચા સેવક તરિકે સેવાઓ બજાવતા આવ્યા છે.



મુંબઇની ધારાસભામાં ૧૯૨૩ની સાલમાં સ્વરાજ્ય પક્ષ તરફથી ચુંટાઇ આવેલા અને ૧૯૩૦ માં મહાસભાની હાકલ પડતાં તેમણે ધારાસભામાંથી રાજીનામુ આપ્યું હતું. આ દરમ્યાન તેમણે ધારાસભાના સ્વરાજ પક્ષના વ્હીપ તરીકે સુંદર કામ બજાવેલું. જનતાએ એમની શક્તિ અને ધગશનાં દર્શન કર્યાં. તેઓ બીજાઓની જેમ કેવળ ખુરશી શોભાવનારા નહિ પરંતુ સક્રિય ફાળો આપનાર સભ્ય હતા.

ગત અસહકાર તથા સત્યાગ્રહની લડતમાં તેઓ મોખરે રહ્યા હતા. અને ધારાસણાની ધાડમાં એક ટુકડીની આગેવાની લઇ ધાડ પાડવા જતાં લાઠીના મારના તથા જેલના ભોગ બન્યા હતા. એક વેળાએ તો તેઓ મુસ્લીમ ગૂંડાઓના સખ્ત હીચકારા હુમલાના

પણ ભોગ બની હૉસ્પિટાલમાં પડયા હતા. કેટલીકના પ્રસંગોએ તેમણે અનેક વેળાએ દાખવેલું ધૈર્ય આદર્શ યોદ્ધાને દીપાવનારૂં છે.

ગોધરા મ્યુનિસિપાલિટિ, સ્કુલ બૉર્ડ, જીલ્લા બૉર્ડ, ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિ તેમજ અન્ય અનેક સંસ્થાઓના જવાબદારીભર્યાં સ્થાનોએથી જનતાની તેમણે સુંદર સેવાઓ બજાવી છે. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય તરિકે અનેક વેળાએ ચુંટાયા છે.

એમનામાં મહારાષ્ટ્રનું લડાયક ખમીર તથા ગુજરાતની કાર્યદક્ષતા ઓતપ્રોત થયેલાં છે.

ગુજરાતના સાહિત્ય, રાષ્ટ્રિય તથા સામાજિક ક્ષેત્રોમાં તેમનુ મહત્વનું સ્થાન પ્રત્યેક હાથ ધરેલી પ્રવૃત્તિઓમાં પ્રાણ રેડવાની શકિતને આભારી છે.

ગત ધારાસભાની ચુંટણીમાં તેઓ યશસ્વી નિવડયા હતા. એમના જેવા રાષ્ટ્રવાદી જનસેવક મેળવવા માટે ગુજરાત ગૌરવ ધરાવે છે.



## શ્રી૦ ઠાકોરલાલ દિવાન

ગુજરાતના જાણીતા મહાસભાવાદી યુવક કાર્યકર્તા શ્રી૦ ઠાકોરલાલ જીવણલાલ દિવાનનો જન્મ ભરૂચ ખાતે ૧૯૦૫ માં થયેલો.

હોમરૂલ લીગની ચળવળ શરૂ થતાં તેમણે કૉલેજ જીવનને તિલાંજલિ આપી અને રાષ્ટ્રિય, સામાજિક, હરિજન, મજદુર તથા યુવક પ્રવૃત્તિઓમાં ગૂંથાઈ ગયા. ગુજરાત ખાતે યુથ લીગની સ્થાપના કરવાનું પ્રથમ માન તેમને ફાળે જાય છે. ગુજરાતની યુવક જનતામાં તેઓશ્રી "ઠાકોર દિવાન"ના નામથી માનીતા છે.



ભરૂચ મ્યુનિ૦માં નાની ઉમરે સભ્ય તરિકે ચુંટાઈ આવ્યા હતા એ જ એમની ધગશ અને સેવાભાવનાની પ્રતીતિ.

૧૯૩૦-૩૨ ના મહાસભાના આઝાદી યજ્ઞમાં તેમણે ઝંપલાવ્યું હતું. યુવક સંઘની ટુકડી લઈને ગામડાઓમાં ફરી જાગ્રતિના પૂર રેલાવ્યાં હતાં. ભરૂચ જીલ્લા મહાસભા સમિતિના સરમુખત્યાર તરીકે તેમની નિમણૂંક થઈ હતી. આ લડત દરમ્યાન જેલના મહેમાન બનવાનું માન તેમને બે વખત સાંપડયું હતું.

એમના લગ્ન અમદાવાદના શ્રી૦ ભગવંતરાય એ. દેસાઈના

પુત્રી શ્રીમતિ પ્રિયમાળા સાથે થયાં છે. જેઓ કુશળ ચિત્રકાર તથા આગેવાન સામાજિક કાર્યકર્તા છે. શ્રી૰ દિવાનની પ્રવૃત્તિઓમાં તેઓ સાથ આપતાં રહ્યા છે.



છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ વિમા ક્ષેત્રમાં જોડાયા છે. સામાન્ય સ્થિતિમાંથી તેમની કર્તવ્યપરાયણતાએ તેમને ધી ગ્રેટ સોશીઅલ એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપનીની મુંબઈ શાખાના મેનેજર બનાવ્યા છે.

તેઓ ઉત્સાહી યુવાન કાર્યકર તથા ઓજસ્વી વકતા છે. મળતાવડા સ્વભાવના કારણે તેઓ જનતામાં વધુ પ્રિય બન્યા છે.



## ડૉ૦ ચંપકલાલ ઘીઆ

ગુજરાતના આગેવાન મહાસભાવાદી ડૉ૦ ચંપકલાલ જેકીશનદાસ ઘીઆનો જન્મ ૧૮૮૯ ની સાલના મે માસમાં સુરત ખાતે વણિક કોમમાં થયેલો.

રાષ્ટ્રિય ભાવનાનાં બીજ એમના હૃદયમાં ૧૯૦૬ ની બંગભંગની ચળવળથી રોપાયલાં ૧૯૦૭ માં સુરત ખાતે મળેલી મહાસભાની બેઠક વેળાએ સ્વયંસેવક તરિકે તેમણે સેવા બજાવી હતી. જલીઆનવાલા બાગના અત્યાચાર તથા ખિલાફત અન્યાયના વિરોધાર્થે તેમણે ૧૯૨૦ માં આસિસ્ટંટ સર્જ્યન તરિકેના સરકારી હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. ત્યારથી સતત્ અગીઆર વર્ષ સુધી સુરત જીલ્લા મહાસભા સમિતિનું પ્રમુખપદ તેમને મળ્યું હતું.



૧૯૨૩ ના નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહમાં, ૧૯૨૮ ના બારડોલી સત્યાગ્રહમાં તથા ૧૯૩૦-૩૨ ના આઝાદી યજ્ઞમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો તથા સજાઓ ભોગવી હતી.

સુરત જીલ્લા મહાસભા સમિતિ, સુરત હરિજન સંઘ, સુરત યુથ લીગ, સુરત મ્યુનિસિપાલિટિ, સ્કુલ બૉર્ડની એમની વર્ષોની સેવાઓ પ્રશંસાને પાત્ર છે. આજે પણ તેઓ સેવાક્ષેત્રમાં ઓતપ્રોત થયેલા રહે છે.

તેઓ સુરત બરો મ્યુનિસિપાલિટિના પ્રમુખ, ધારાસભાના સભ્ય તથા મુંબઇ સોશિયલ સર્વિસ લીગના માનદ તબીબ છે.

## શ્રી૰ ભોગીલાલ લાલા

શ્રી૰ ભોગીલાલ ધીરજલાલ લાલાનો જન્મ ૧૮૭૮ ની સાલમાં સુરત જીલ્લામાં આવેલ ઓરપાડ મુકામે થયેલો.



૧૯૨૦ ની અસહકારની લડત પ્રસંગે તેમણે વકીલાતને ઠોકર મારીને એ ચળવળમાં ઝંપલાવ્યું હતું. ૧૯૩૦–૩૨ ની લડત દરમ્યાન વૃદ્ધાવસ્થા હોવા છતાં સત્યાગ્રહની લડતમાં પડતું મૂક્યું હતું જે દરમ્યાન જેલયાત્રાઓ ભોગવી હતી.

અહિલા અધિકાર લડતમાં તથા મહાસભાની પ્રવૃત્તિમાં તેઓ ભારે રસ લઈ રહ્યા છે. ૧૯૩૧ થી ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના તેઓ માનદ મંત્રી છે.



## શ્રી૦ રતિલાલ ગાંધી

મુંબઈના જાણીતા વેપારી શ્રી૦ રતિલાલ મૂળજી ગાંધીનો જન્મ ૧૮૯૪ ની સાલમાં મુંબઇ ખાતે થયેલો.

ગ્રૅજ્યુએટ બની તેમણે વેપારી ક્ષેત્રમાં ઝંપલાવ્યુ. ઘઉં, બીયાં તથા અનાજના વેપારની ખિલવણીમાં તેમજ ઓઇલ ક્રશિંગ ઇન્ડસ્ટ્રીના વિકાસમાં તેમનો કીંમતી ફાળો છે.



બોમ્બે સીડઝ ટ્રેડર્સ એસોસીએશનના સ્થાપકોમાંના તેઓ એક છે અને બીયાંના વેપારના વિકાસાર્થે તેમણે યુરોપનો પ્રવાસ પણ કર્યો હતો.

ગ્રેન મરચંટસ એસોસીએશન, કમિટિ ઇન્ડીઅન મરચંટસ ચેંબરના સભ્ય તરિકેની તથા બોમ્બે પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકેની તેમની કારકીર્દી ઉજ્જ્વળ છે.

ઇન્ટર નેશનલ ચેમ્બર ઓફ્ કોમર્સની સબ–કમિટિ, ઓઇલ ક્રશિંગ ઇનડસ્ટ્રી ઇન્કવાયરી કમિટિ, સ્ટેન્ડીંગ વ્હીટ કમિટિ ઉપર તેમની નિમણુંક થઇ હતી. અપર કાઉન્સિલની ગત્ ચુંટણીમાં તેઓ વિજયી નિવડયા હતા.

સામાજિક સંસ્થાઓમાં પણ તેઓ અગ્રસ્થાન ભોગવે છે

## શ્રી૦ જમનાદાસ મહેતા

શ્રી૦ જમનાદાસ માધવજી મહેતાનો જન્મ ૧૮૮૪ ની સાલના ઑગસ્ટ માસની ત્રીજી તારિખે જામનગર ખાતે થએલો.

વિકટ સંજોગોમાંથી પ્રગતિના પંથે પળનારાઓ મધે એમનું જીવન દિવાદાંડી જેવું છે. વિદ્યાર્થીજીવનમાં અનેકવિધ મુશ્કેલીઓ ભોગવીને જામનગર, જુનાગઢ, મુંબઈ તથા લંડન ખાતે અભ્યાસ કરી તેઓ એમ. એ., એલએલ. બી તથા બૅરિસ્ટર બન્યા છે.



એમનું જીવન અનેક સામજિક. રાજકિય તથા મજુર સંસ્થાઓ સાથે સંકળાયલું છે. એમના નામથી હિંદ અપરિચિત નથી.

મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના તેઓ ૧૯૨૬ થી ૧૯૩૦ સુધી પ્રમુખ હતા. ૧૯૨૧ થી ૧૯૩૧ સુધી અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય તથા ૧૯૨૯ની સાલમાં મહાસભાની કારોબારીના સભ્ય હતા અને ૧૯૩૦ ના મુક્તિસંગ્રામમાં જેલજાત્રા પણ ભોગવેલી.

પૂ. મહાત્માજી સાથે મતભેદ પડતાં તેઓ આજે દશ વરસોથી મહાસભાથી જુદા પડ્યા છે એટલું જ નહિ પરંતુ વિરોધી બન્યા છે, અને તેમ કરવામાં રાષ્ટ્રવિરોધીઓ સાથે હાથ મિલાવતાં પણ

અચકાતા નથી. મહાસભાના નેતાઓની અને તેમની ખોટી વલણોથી તેઓ ટીકા અથવા વિરોધ કરે તો તેની સામે કોઇનો વિરોધ નથી. રાષ્ટ્રની પ્રાણ સમી સંસ્થા ખુદ મહાસભા પર એક યા બીજા પ્રકારે ફટકો પડવો ન જોઇએ. સહૃદયથી તેઓ પુનઃ મહાસભામાં પ્રવેશે એમ જનતા ઇચ્છે છે.

રાષ્ટ્રના ભાવિ આઝાદી સંગ્રામમાં તેઓ રાષ્ટ્રની પડખે રહે અને પોતાની અનેકવિધ શકિતનો તેમાં જ ઉપયોગ કરે એ જ પ્રાર્થના.



## શ્રીમતિ અનસૂયાબ્હેન

રાજકિય ક્ષેત્રમાં પડતું મૂકનાર પ્રથમ ગુજરાતણ તે શ્રીમતિ અનસૂયાબ્હેન [

તેઓ તબીબી અભ્યાસ કરવા વિલાયત ગયેલાં ત્યારે મહાત્માજીનો તેમને ભેટો થયેલો અને ત્યારથી જ તેઓ તેમના ઉપાસક બન્યાં.



વિલાયતના વસવાટ દરમ્યાન ત્યાંની મહિલા પ્રવૃત્તિનો અને શક્તિનો અભ્યાસ કર્યો. ભારતની મહિલાઓની પરિસ્થિતિથી સખ્ત આઘાત લાગ્યો. કેવળ નિસાસો નાંખી બેસી ન રહેતાં રાજકિય સામાજિક અને મજુર પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું.

આજે તો તેમણે કેવળ મજુરસેવાને મુખ્ય ધર્મ તરિકે અપનાવ્યો છે. અમદાવાદ મજુર મહાજનનાં તેઓ પ્રમુખ છે, માલેતુજાર પિતાની પુત્રી મજુરોની ભલી માતા બની રહી છે.



## શ્રી૦ હરસિદ્ધભાઇ દિવેટીઆ

શ્રી૦ હરસિદ્ધભાઇ વજુભાઇ દિવેટીઆનો જન્મ ૧૮૮૬ની સાલના ફેબ્રુઆરી માસની સત્તરમી તારિખે વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં અમદાવાદ ખાતે થયેલો.

સ્કૉલરશિપ્સ સાથે બી. એ. અને એમ. એ. ની પરિક્ષાઓ પસાર કરી ૧૯૦૯માં એલએલ. બી. વકીલ બન્યા. ૧૯૧૨માં



વકીલાત આદરી. ૧૯૧૭માં હોમ રૂલ લીગની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા અને શ્રી૦ મુનશીજી, શ્રી૦ હોર્નિમેન વિગેરે આગેવાનો સાથે એ પ્રવૃત્તિ અંગે ગુજરાતભરમાં પ્રચારકાર્ય કરવા ફરેલા. વાંદરા મ્યુનિસિપાલિટિ તથા સ્કુલ બૉર્ડના સભ્ય તરિકે ચુંટાયા હતા. મહાસભા અને સાહિત્યક્ષેત્રોમાં ભાગ લેતા.

૧૯૩૩માં હાઇકૉર્ટના ન્યાયાધિશ નિમાયા. ૧૯૩૮માં મહાસભાવાદી સરકાર તરફથી મીલમજુર તપાસ સમિતિમાં તેમની નિમણુંક કરવામાં આવી હતી. સાહિત્ય તથા સામાજિક ક્ષેત્રમાં તેઓ મહત્વનું સ્થાન ભોગવી રહ્યા છે.

એમનાં લગ્ન ગુજરાતના જાણીતા સાક્ષર શ્રી૦ આનંદશંકર બાપુભાઇ ધ્રુવનાં પુત્રી શ્રીમતિ જોલીબ્હેન સાથે થયેલાં છે. જેઓ. મુંબઇની સ્ત્રીપ્રવૃત્તિમાં અને ખાસ કરીને મુંબઇ ઇલાકા મહિલા પરિષદ્ અને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં અગ્રસ્થાન ભોગવે છે.

## શ્રી૦ ઇશ્વરભાઇ પટેલ

ઓખ્ખે મ્યુનિસિપલ કોરપોરેશનની સ્કુલ્સ કમિટિના પ્રમુખ તથા સુરત મહાસભાવાદી શ્રી૦ ઇશ્વરભાઇ એસ. પટેલનો જન્મ ૧૮૯૭ ની સાલમાં ખેડા જીલ્લામાં આવેલ કરમસદ ગામમાં થયો હતો.

કરમસદ પેટલાદ તથા મુંબઇ ખાતે વિદ્યાર્થીજીવન વ્યતિત થયું અને એકાઉન્ટન્ટ બન્યા પરંતુ અનેકવિધ જાહેર પ્રવૃત્તિઓના કારણે તેઓ તેમાં પુરતું લક્ષ આપી શકતા નથી.

૧૯૧૮ થી તેમના જાહેર જીવનની શરૂઆત થઇ. હોમરૂલ લીગ, અસહકાર તથા સત્યાગ્રહની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો હતો અને જેલયાત્રા પણ ભોગવેલી.

મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિના વીસ વર્ષોથી ચાલુ સભ્ય તથા હાલમાં માટુંગા મહાસભા સમિતિના પ્રમુખ છે.

આ ઉપરાંત સામાજિક, મહિલા, હરિજન તથા હિંદી પ્રચાર પ્રવૃત્તિઓમાં તેઓ આગળ પડતો હિસ્સો તથા સ્થાન ધરાવે છે.



## શેઠ શ્રી૦ ફખરૂદ્દીન પાટણવાલા

શેઠ શ્રી૦ ફખરૂદ્દીન પાટનવાલા પિતાના અવસાન અંગે વિકટોરીઆ જયુબીલી ટેકનિકલ ઇન્સ્ટિટયુટનો વધુ અભ્યાસ કરવો પડતો મૂકી પોતાની ઈ. એસ. પાટણવાલાની પેઢીમાં જોડાઇ ગયા છે.

તેમની ઉંમર કેવળ બાવીસ વર્ષની છે છતાં તેઓ રાષ્ટ્રિય ઉદ્યોગને વધુ વિશાળ પાયા પર લઇ જવાની ધગશ ધરાવે છે.



એમના પિતાશ્રી મરહુમ શેઠ શ્રી૦ ઇબ્રાહીમ સુલતાનઅલી પાટણવાલાએ ૧૯૧૦ માં પરફ્યુમરીના કારખાનાની નાના પાયા પર સ્થાપના કરી હતી. પ્રતિવર્ષ ઉદ્યોગ વિકસવા લાગ્યો અને ૧૯૩૦ ની રાષ્ટ્રિય ચળવળ પછી તો તેને વધુ ઉત્તેજન મળ્યું.

ઇ. એસ. પાટણવાલાના નામથી તેમની બનાવટો મશહુર બની છે. સંખ્યાબંધ પ્રમાણપત્રો તથા ચંદ્રકો મેળવ્યા છે. એમના આ રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસમાં સંસ્થાના અન્ય સંચાલકો શેઠ શ્રી૦ મુસાજી તથા શેઠ શ્રી૦ ખાનઅલીનો પણ કિંમતી ફાળો છે.

## શેઠ શ્રી૦ અંબાલાલ સારાભાઈ

૧૯૩૦ માં પૂ૦ મહાત્માજીની ધરપકડ થતાં બ્રિટિશ શહેનશાહત તરફથી એનાયત થયેલો કૈસરે-હિંદનો સુવર્ણ ચંદ્રક પાછો વાળનાર રાષ્ટ્રપ્રેમી શેઠ શ્રી૦ અંબાલાલ સારાભાઇનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૯૦ માં થયેલો. જૈન કોમમાં જન્મવા છતાં રૂઢિચુસ્ત નથી પરંતુ સુધારક વિચારના છે. જૈન કોમના જ્ઞાતિબંધનો અથવા તો સંકુચિત સીમાડા હવે તેમને બંધનકર્તા રહ્યા નથી.



માતા પિતા એમને ન્હાના મુકીને અવસાન પામેલા પરંતુ કાકાએ તેમની સંભાળ રાખી, ૧૯૦૮ માં તેમનું અવસાન થયું. પરિણામે શ્રી૦ અંબાલાલ શેઠને મેટ્રિક પસાર કરી અભ્યાસ છોડવાની ફરજ પડી અને ધંધાની જંજાળમાં પડયા. ૧૯૧૦ માં શ્રીમતિ સરલાદેવી સાથે લગ્ન થયાં.

બુદ્ધિ તેજ એટલે ધન મેળવ્યું અને ધંધામાં વિકાસ સાધ્યો. આજે તેઓ અનેક મિલો, વિમા કંપનીઓ, સિમેંટ કંપનીઓ, ખાંડ, રૂ, તેલ તથા બેંકોના ડાયરેકટર છે. રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસમાં તેમનો ફાળો અગત્યનો છે. ઉપરાંત રેલ્વે તથા વિજળિક કંપનીઓના પણ ડાયરેકટર છે. તેમના સંચાલન હેઠળ ચાલતી મિલોનાં કામદારોના તથા કામદાર સ્ત્રીઓના સુખસમવડ માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. જે અન્ય મિલમાલીકોને ધડો લેવાને પાત્ર છે

અમદાવાદ લ મિમાલીક મંડળ તથા અમદાવાદ ગુજરાત કલબના વર્ષો સુધી પ્રમુખ તથા મ્યુનિ. સ્વતંત્ર પક્ષના નેતા હતા.

રાષ્ટ્રિય ચળવળ તથા સામાજિક સેવાક્ષેત્રમાં તેમનો અને તેમના કુટુંબનો અજોડ ફાળો છે.

આદર્શ પતિને આદર્શ પત્ની સાંપડી છે. સૌ. સરલાબ્હેન સેવાભાવી છે. સૌ કોઇને પોતાના કરી લેવાની તેમનામાં શક્તિ છે. સ્વભાવ માયાળુ અને મમતાભર્યો, એમનો સંસ્કારી સંસાર એમની જ પ્રેરણાને આભારી. સાર્થક જીવન.

## શ્રી૦ ભવાનીશંકર આત્મારામ ઓઝા

પં૦ જવાહરલાલ નહેરૂને માનપત્ર આપવાનો ભવ્ય મેળાવડો કેમીસ્ટ અને ડ્રગીસ્ટ એસોસીએશન તરફથી શ્રી૦ ભવાનીશંકર આત્મારામ ઓઝાના પ્રમુખપણા હેઠળ યોજવામાં આવ્યો હતો એ પ્રસંગે એમણે ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કે મનુષ્યની ફરજ પોતાના રાષ્ટ્ર અને સમાજની યથાશક્તિ સેવા કરવાની છે. પ્રત્યેક હિંદી એ વાત ધ્યાનમાં ઉતારે તો જે ધ્યેયને આપણે પહોંચી વળવા માગીએ છીએ તે પ્રાપ્ત કરવામાં વધુ શ્રમ વેઠવો ન પડે.



એ જ શબ્દોને તેઓ આજે અનુસરી રહ્યા છે. રાજકિય, સામાજિક તથા કેળવણીની દિશામાં પોતાનો યથાશક્તિ ફાળો આપી રહ્યા છે. એમનો જન્મ નાયળીઆ ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉના પાસે આવેલા નાના ગરાળ મુકામે ૧૯૦૧ માં થયેલો. માતાપિતા બાળ વયના મૂકીને અવસાન પામ્યાં. નિરાધારને આધારનો પ્રશ્ન ઉભો થયો.

વિદ્યાર્થીજીવન વિકટ સંજોગોમાં મૂકાયું. કેળવણી લેવા ગામેગામ ભટકવું પડ્યું. આખરે મુંબઇ ખાતેના લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજમાં દાખલ થયા, તબિયત બગડતાં અભ્યાસ છોડવાની ફરજ પડી.

વિદ્યાર્થીજીવનમાં વેઠેલાં દુઃખો એમના દિલમાંથી દૂર થતાં નથી. દુઃખમાં ઉછરેલા હોવાથી દુઃખીઓની વેદના તેઓ સમજી શકે છે. જ્યારે તેમણે રૂપીઆ તેરના પગારે નોકરીની શરૂઆત કરી ત્યારે પણ તેમાંથી બચાવીને વિદ્યાર્થીઓને મદદ કરતા. આજે પણ નિરાશ્રિત વિદ્યાર્થીઓની સેવા એ એમના જીવનનું એક અંગ બની રહ્યું છે. ઉના ખાતેની નાથળીઆ ઉનેવાળ બૉર્ડિંગ તેમના પરિશ્રમનું પરિણામ છે.

શ્રી૦ ઓઝાનું નામ બી. એ. બ્રધર્સ દવાવાળાના નામથી જાણીતું થયું છે. રંગુન તથા કલકત્તા ખાતે શાખાઓ ખોલવા તેઓ શક્તિશાળી બન્યા છે.

૧૯૨૧ ની સાલથી સામાજિક તથા રાજકિય સેવાનો એમની પ્રવૃત્તિઓમાં સમાવેશ થાય છે. ગત સત્યાગ્રહની લડતમાં તેઓ સજા તથા દંડના ભોગ બન્યા હતા.

આ વરસે તેઓ ભૂલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ તરિકે ચુંટાયા છે.



## શ્રી૦ નગીનદાસ માસ્તર

**શ્રી૦** નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તરનો જન્મ ૧૮૭૫ ની સાલમાં મુમબઈ ખાતે વણિક કોમમા થયો હતો.

૧૯૦૬ મા બી. એ., એલએલ. બી. બની સૉલિસિટર તરિકે ધંધાની શરૂઆત કરી. ૧૯૧૬ ની સાલમા તેઓ હોમરૂલ લીગની ચળવળમા જોડાયા. ૧૯૩૦–૩૨ ની મહાસભાની લડત વેળાએ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.



બહિષ્કાર સમિતિના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. સરકારે તેમને જેલના મહેમાન બનાવ્યા. જેલમા 'સી' વર્ગના કેદીઓ પ્રત્યેનુ ગેરવર્તન તેમનાથી સહન ન થયું. અને તે સામે તેમણે નાસીક જેલમાં ભૂખમરાની હડતાળ પડાવી સરકારની આંખો વધુ લાલ થઇ. અને તેમને પણ 'સી' વર્ગના કેદી બનાવવામા આવ્યા તથા યરવડા જેલમાં ખસેડ્યા.

૧૯૩૧ની સાલથી તેઓ મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિના ઉપપ્રમુખ તરિકે તથા ૧૯૩૫ ની સાલથી મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે ચુંટાતા આવ્યા છે. ધારાસભાની ચુંટણીમા તેમને સફળતા મળી હતી.

ધારાસભાના મહાસભાવાદી પક્ષના મંત્રી તથા મ્યુનિસિપલ મહાસભાવાદી પક્ષના નેતા છે. આ ઉપરાંત સામાજિક સંસ્થાઓમાં પણ તેઓ માનનીય દરજ્જો ધરાવે છે.

## પ્રૉ૦ દાવર

**પ્રો૦** સોરાબ આર. દાવરને જન્મ આગેવાન વેપારી કુટુંબમાં ૧૮૭૯ ની સાલના જુન માસની સોળમી તારિખે મુંબઇ ખાતે થયેલો, વિદ્યાર્થીજીવન મુંબઇ તથા વિલાયતમાં પસાર થયું. લંડન સોસાયટી ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટસ અને



ઓડીટર્સ તથા લંડન ચારટર્ડ ઇન્સ્ટિટયુટ ઓફ સેક્રેટરીઝની પરિક્ષા પસાર કરનાર તેઓ પ્રથમ હિંદી છે. આ ઉપરાંત તેમણે બેરિસ્ટરની પરિક્ષા પણ પસાર કરેલી છે.

૧૯૦૦ ની સાલમાં તેમણે દાવર્સ કૉલેજ ઓફ કૉમર્સની સ્થાપના કરી. જેને લાભ આજે હિંદ, બર્મા તથા સિલોનના વિદ્યાર્થીઓ પણ લઈ રહ્યા છે. આ સંસ્થાને વિકાસ તેમને જ આભારી છે.

મુંબઇ યુનિવર્સિટિના સેનેટર, હિંદી વેપારી મંડળના સભ્ય તથા મ્યુનિ૦ કાઉન્સિલર તરિકેની તેમની કારકીર્દી ઉજ્જ્વળ છે, જે સંસ્થાઓમાં તેમણે જવાબદારીભર્યાં સ્થાને ભોગવ્યાં છે. ૧૯૩૫ ના ઍક્ટ પછીની રાજસભાના તેઓ પ્રથમ પ્રમુખ તરિકે ચુંટાયા હતા; જેના તેઓ હાલમાં સભ્ય છે. એમની મોટી લડત તો હિંદી કંપનીઓના કાયદામાં જનહિતને ખાતર સુધારાઓ કરાવવાની છે. આ લડત તેઓએ પંદર વરસો સુધી ચલાવી જેમાં

તેમણે ઘણી સફળતા મેળવી. કંપનીના કાયદા સુધારવા હિંદી સરકારે નીમેલી સમિતિમાં તેઓને સભ્ય તરિકે નિમવામા આવ્યા હતા. સર નૃપેન્દ્ર સરકારે એમની લડતની પ્રશંસા કરી હતી. વળીલો, એકાઉન્ટન્ટો તથા કંપનીના ડાયરેકટરોને ઉપયોગી થઇ પડે તેવા પુસ્તકો તેમણે લખ્યાં છે. કેળવણી ઉદ્યોગ અને બેંકીંગ ક્ષેત્રમા તેમનો ઉમદા ફાળો છે.

## શ્રી૦ ઝીણાભાઇ જોશી

**શ્રી૦** ઝીણાભાઈ પાર્વતિશંકર જોશીનો જન્મ ૧૮૮૩ ની સાલના ઑગસ્ટ માસની ૧૮ મી તારિખે સુરત જીલ્લામાં આવેલ સારસ મુકામે થયેલો.



૧૯૨૧ ના અસહકારની ચળવળ તથા ૧૯૩૦-૩૨ ની લડતમાં તેમણે આગેવાની-ભર્યો ભાગ લીધો હતો. સરકારે એમની સેવાઓની કદર કરીને જેલની દિવાલો પાછળ એમને બેસાડી દીધા હતા.

સાબરમતિ આશ્રમ ફંડ, ખાદીપ્રચાર તથા દલિત વર્ગોની સેવાઓમાં તેમનો કિમતી ફાળો છે ગત ધારાસભાની ચૂંટણીમાં તેઓ સફળ નિવડયા હતા.

## શ્રી૦ લવણપ્રસાદ શાહ

કાઠિઆવાડનાં દેશીરાજ્યોની ઝારશાહી સામે બંડ જગાવી અનેક યાતનાઓ અને સજાઓ સહન કરનાર શ્રી૦ લવણપ્રસાદ ફુલચંદ શાહનો જન્મ ૧૯૦૧ માં જામનગર ખાતે થયેલો.

માતાપિતા એમને ન્હાના મૂકી દેવલોક પામેલાં. કેળવણી માટે સંજોગો સાનુકુળ ન હતા. ૧૯૧૮ માં આજીવિકા અંગે મુંબઇ કરાંચી વિગેરે સ્થળોએ નોકરીઓ કરી અને છેવટે રાજકોટમાં વેપાર ખેડયો. એક વખતે તેઓ ગોદરેજ કંપનીના કાઠિઆવાડના સોલ એજંટ હતા. સ્વમાની સ્વભાવ તથા પ્રમાણિક નીતિના કારણે અનેક વેળાએ તેમને કસોટીભર્યા સંજોગોમાંથી પસાર થવું પડ્યું છે.



એમના જાહેર જીવનની શરૂઆત જામનગર રાજ્યમાંથી થઈ. ત્યાં એ સમયે વાહન-વહેવારની ગેરવ્યવસ્થા, હોસ્પિટલોમાં ચાલતી ગેરરીતિઓ, જાહેર સેવાની અરજીઓ પર લેવાતો સ્ટેંપ ચાર્જ તથા વેપારના એકહથ્થુ ઇજારાઓની પ્રથા સામે સફળ લડતો ચલાવી. શ્રી૦ મણીલાલ કોઠારી સાથે રહીને ધ્રોળ ધ્વજ સત્યાગ્રહ, જામનગર બેડીબંદર બહિષ્કાર ચળવળ, જામનગર રાજ્ય તરફથી ડબાસંગના માણસો પર ગુજારવામાં આવેલા જુલ્મ સામેની લડ-

ઉદ્યોગની ખીલવણી માટે ઘણા ઉત્સાહી છે અને નડીઆદ પનવેલ તથા ડાકોર ઉમરેઠની ઇલેકટ્રીક કંપનીઓના ડાયરેકટર છે. સામાજિક અને કેળવણીવિષયક પ્રવૃત્તિઓમાં ઉંડો રસ લઇ, તેને સંગીન સાથ આપી રહ્યા છે. મુંબઇની ચિલ્ડ્રન્સ એઇડ સોસાયટી, ડેવીડ સાસુન ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલ, બોમ્બે ઓલમ્પિક એસોસીએશન, નવમી ઇન્ડીઅન ઓલમ્પિક ગેમ્સ, ઇન્ડીઅન પીનલ રિફોર્મ લીગ, બોમ્બે પ્રેસિડન્સી એડલ્ટ એજ્યુકેશન એસોસીએશન, અને મુંબઈ ગુર્જર ચોર્યાશી બ્રાહ્મણ જ્ઞાતિના માનદ્ ખજાનચી છે. તે ઉપરાંત બારડોલી તાલુકાના મોતા ગામમાં તેઓ માધવ ધર્માદા ઔષધાલય તથા એંગ્લો વર્નાક્યુલર સ્કુલ નિભાવે છે. તેઓ ભાઇદાસ સખીદાસ ચેરીટીઝ ટ્રસ્ટના એક ટ્રસ્ટી અને સ્વ. રામચંદ્ર માધવરામ ભટ્ટ ચેરીટેબલ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી છે. તેઓ તરફથી ઘણા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ મળે છે. આ ઉપરાંત તેમના પિતાશ્રી સ્વ રામચંદ્ર ભટ્ટના સ્મરણાર્થે તેમણે મુંબઇની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં એક આલેશાન હોસ્ટેલ રૂા. ૨,૬૨૦૦૦/–ના ખર્ચે બાંધાવી આપી. તેઓ જે. જે. હોસ્પિટલ, ગોકળદાસ તેજપાલ હોસ્પિટલ, થાણાની એન. એમ. મેન્ટલ હોસ્પિટલની કમિટિઓના તથા વેસ્ટર્ન ઇંડીયા ઓટોમોબાઇલ એસોસીએશન, ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશન, સોશિઅલ સર્વિસ લીગ, મુંબઈ ગોરક્ષક મંડળ, તથા આર. એમ. ભટ હાઇસ્કુલ, પરેલની કમિટિના સભાસદ છે, અને મુંબઇની યંગ મેન્સ હિંદુ એસોસીએશના એક ઉપપ્રમુખ છે.

આટલી નાની ઉમ્મરે તેઓ આટલી વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી રહ્યા છે. એ અત્યંત આશાભર્યું ગણાય. મુંબઇની કોન્ગ્રેસ સરકારે ૧૯૩૯ માં નીમેલા પહેલા જે. પી. ઓમાંના તેઓ એક છે.

## શ્રી૦ યાહ્યાભાઇ લોખંડવાળા

ગોધરા તાલુકાના ધગશભર્યો યુવાન શ્રી૦ યાહ્યાભાઇ અકબરઅલી લોખંડવાલાનો જન્મ ૧૯૧૬ની સાલમાં માર્ચ માસની નવમી તારીખે ગોધરા ખાતે થયેલો.

ન્હાનપણથી જ સ્વભાવે નિડર તથા ચપળ બુદ્દિના. એક વખત જ્યારે ગોધરામાં ગંભીર આગ લાગેલી ત્યારે કેવળ ચૌદ વર્ષની વયે તે ઓલવવા તથા જાનમાલની થતી ખૂવારી અટકાવવાના કાર્યમાં લાગેલા. ૧૯૩૦–૩૨ માં મહાસભાએ માંડેલા રાષ્ટ્રિય સંગ્રામમાં ઝુકી પડવાની તમન્ના પણ જાગ્રત થયેલી પરંતુ સંજોગો પ્રતિકુળ હતા. ગ્રામસેવા અને રાષ્ટ્રભાવનાની પ્રેરણા તો પ્રથમથીજ.



ભણવામાં પણ કુશળ હતા. મેટ્રિક પસાર થયા બાદ તેમની મહત્વાકાંક્ષા વિલાયતમાં જઇ કાયદાનો અભ્યાસ કરવાની હતી. ગરિબ અવસ્થા અને સહાનુભૂતિના અભાવે ઉરની ઉર્મિ ઉરમાં શમી.

ગત ધારાસભાની ચુંટણીમાં મહાસભાપક્ષના ઉમેદવારને સફળ બનાવવાની ચળવળમાં, અનાવૃષ્ટિના કારણે નિરાધાર બનેલાં હજારો સ્ત્રી–પુરૂષોને સહાયતા અપાવવામાં, શ્રીમતિ સત્યદેવીના પ્રમુખસ્થાને મળેલા પંચમહાલ–રેવાકાંઠા યુવક સંઘની પ્રથમ

પરિષદને તેના મહામંત્રી તરીકે સફળ બનાવવામાં, શ્રી૦ કમળાશંકર પંડયા સાથે મળીને ગોધરા યુવક સંઘ સ્થાપવામાં તેમનો કીંમતી ફાળો છે.

તેઓ આજે ગોધરા યુવક સંઘ તથા સેવી હેલ્થ હોમના પ્રમુખ, સ્વયંસેવકદળના વડા, તથા ગોધરા તાલુકા મહાસભા સમિતિના સભ્ય છે. ગત્ રામગઢ મહાસભા અધિવેશનના પ્રતિનિધિ તરિકે તેમની બીનહરિફ ચુંટણી થયેલી. સારા વકતા તથા લેખક છે.

મુસ્લીમ લીગની કોમીવાદી નીતિના વિરોધી છે. ઉત્સાહી સમાજવાદી કાર્યકર.





સ્ત્રીઓ અને બાળકોના ચહેરાની ચામડીને મખમલ જેવી સુંવાળી અને કુદરતી સૌંદર્ય કાયમ રાખી ખુબસુરતીમાં વધારો કરવા

# AFGHAN SNOW

વપરાય છે. આ સ્નોમાં વીટામીન 'એ' છે, તેથી ચ્હેરા તથા શરીરની ચામડીને પોષણ આપી સુંદરતામાં વધારો કરેછે



સોલ એજન્ટસ:—

**પાટનવાલા લી૦**

અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ ૩

## શ્રીમતિ ગુલીસ્તાન બીલીમોરીઆ

શ્રીમતિ ગુલીસ્તાન રૂસ્તમજી બીલીમોરીઆનું વિદ્યાર્થીજીવન હિંદ તથા વિલાયતમાં વ્યતિત થયું. સ્કૉલરશીપ્સ સાથે બી. એ. તથા એમ. એ.ની પરિક્ષાઓ પસાર કરી વિલાયત ગયાં અને ત્યાંથી એલ. ટી. સી. એલ.ની ડીગ્રી મેળવી હિંદ પાછાં ફર્યાં.

તેઓ ચિત્રકળામાં પ્રવિણ છે. મુંબઇ, સિમલા તથા મદ્રાસ ખાતે આર્ટ સોસાયટી તરફથી યોજવામાં આવેલ પ્રદર્શનોમાં તેમનાં ચિત્રો મૂકાયાં હતાં. જેમાં ચંદ્રકો તથા ઇનામો મેળવ્યાં હતાં. ખુદ સરકારે એમનું એક ચિત્ર ખરીદી મુંબઈના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિઅમમાં મૂકયું. તથા બીજું ચિત્ર વેમ્બલી પ્રદર્શનમાં મોકલ્યું હતું.



તેઓ મુંબઇ યુનિવર્સિટિનાં ફેલો, સિન્ડીકેટ, એકેડેમિક કાઉન્સિલના સભ્ય છે. પેપર સેટર્સ અને મોડરેટર્સ બોર્ડના ચેરમેન તથા પ્રોવિન્સિયલ સ્કુલ્સ બુકસ કમિટિની સ્ટેન્ડીંગ કમિટિના સભ્ય છે. કેળવણી ક્ષેત્રમાં અગ્રસ્થાન ભોગવી રહ્યાં છે.

અખિલ હિંદ મહિલા પરિષદના સેક્રેટરી તથા ખજાનચી, ઓમ્બે પ્રેસિડન્સી વિમેન્સ ગ્રેજ્યુએટસ યુનિઅનનાં પ્રમુખ તથા નેશનલ પ્લાનીંગ કમિટિની ફિમેલ એજ્યુકેશન સબ કમિટિના સેક્રેટરી હોવાનું માન ધરાવે છે. જીનિવા ખાતે મળેલી આંતર-રાષ્ટ્રિય મહિલા પરિષદમાં ઇન્ડિઆ યુનિવર્સિટિ વિમેન ફેડરેશનના પ્રતિનિધિ તરિકે હાજરી આપી હતી.

## મીસ ભીખાઇજી અરદેશર એન્જીનીઅર

પારસી કોમમાં પ્રથમ એમ. એ., એલએલ. બી. થવાનું માન મેળવી જનાર મીસ ભીખાઇજી અરદેશર એન્જીનીઅરનો જન્મ ૧૮૭૮ની સાલમાં ભરૂચ મુકામે થયો હતો.

૧૯૧૦માં એલએલ. બી. નો અભ્યાસ પુરો કર્યા પછી તેઓ ૧૯૧૩ માં "સેવા સદન"માં સંસ્થાના સેક્રેટરી તરિકે જોડાયાં. એ સંસ્થાની પ્રગતિ પાછળ તેમણે પોતાની શક્તિઓ રેડી છે અને તેને સદ્ધર પાયા પર લઈ ગયાં છે. તેઓ મૂગાં કાર્યકર્તા છે. બોલવા કરતાં કરી બતાવવામાં આનંદ માને છે.



કેવળ 'સેવાસદન'ની પ્રવૃત્તિમાં જ તેમની પ્રવૃત્તિઓ સમાતી નથી. કન્યાઓ માટે પુસ્તકો પસંદ કરનારી સરકારી સમિતિના, મુંબઈ મહિલા મંડળની વ્યવસ્થા સમિતિના, પારસી બાળ અનાથાશ્રમની વ્યવસ્થા સમિતિના, અંધાશ્રી આશ્રમની વ્યવસ્થા સમિતિના તેઓ સભ્ય છે તથા વિમેન ગ્રેજ્યુએટ યુનિઅનનાં ટ્રસ્ટી અને પ્રમુખ છે.

મુંબઇની જેલોની તપાસ લેવા માટે નિમાયલી સમિતિમાં તથા મુંબઇ શાળા સમિતિમાં પ્રથમ વેળાએ નિયુક્ત થયેલા બે સ્ત્રીસભ્યોમાંનાં તેઓ એક હતાં. મુંબઇ ખાતે ભરાયલી સામાજિક કાર્યકર્તાઓની પરિષદ્‌માં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

વૃદ્ધાવસ્થામાં પ્રવેશવા છતાં સામાજિક સેવાઓમાં જરાએ ઉમંગ ઓછો થયો નથી.

## શ્રી૦ ખંડુભાઇ દેસાઈ

**શ્રી૦** ખંડુભાઈ કસનજી દેસાઈનો જન્મ વલસાડ ખાતે ૧૮૯૮ ની સાલના ઓકટોબર માસની ૨૩ મી તારિખે અનાવીલ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો.

૧૯૨૦ ની અસહકારની ચળવળમાં તેમણે બી. એ. ના અભ્યાસને તિલાંજલિ આપી અને વલસાડ ખાતે રાષ્ટ્રિય શાળાની સ્થાપના કરી. ૧૯૨૨ માં અમદાવાદના મજુર મહાજનમાં જોડાયા. જેના તેઓ માનદ મંત્રી તરિકે નિમાયા છે. મજુર-સેવા એમનો જીવનનુ ધ્યેય બની રહ્યુ છે.



ગત્ સત્યાગ્રહ સંગ્રામમા જેલની પ્રસાદી તેઓ પામ્યા હતા.

અમદાવાદ મ્યુનિસિપાલિટિ, અખિલ હિંદ મહાસભા સમિતિ, ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિ તથા ધારાસભાના સભ્ય છે.

## સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ

શક્તિ અને સંપત્તિનો સદ્‌ઉપયોગ કરવા છતાં માનચાંદ કે કીર્તિની આશા ન રાખનારા સેવાભાવિઓ દુનિઆમાં ઓછા જન્મે છે. હાલના જમાનામાં જો આપણે બારીકાઇથી તપાસીશું તો કેટલાક સ્વક્ષેત્રને નિષ્કંટક બનાવવાની ભાવનાએ, કેટલાક સ્વહીતને વિશાળ પાયા પર રચવાની અભિલાષાએ તો કેટલાક કીર્તિ અને માનચાંદની લાલસાએ સેવા કરનારા દ્રષ્ટિગોચર થશે.



સર પુરૂષોત્તમદાસ મનુષ્યધર્મને માનનારા છે. તેઓ શક્તિ તથા સંપત્તિવાન બન્ને છે, રાષ્ટ્રિય ઉદ્યોગની ખિલવણીમાં સામાજિક સેવાક્ષેત્રોમાં, તથા વિવિધ સખાવતોમા તેમનો લાગસારહીત ઉમદા ફાળો છે. એમનો જન્મ ૧૮૭૯ ની સાલમાં મુંબઇ ખાતે સુરતના મોઢ વણિક જ્ઞાતિમા ધનવાન તથા મૅજિસ્ટ્રેટ પિતાને ત્યાં થયેલો. એકના એક પુત્રનું સુખ ભોગવવા માતાપિતા લાંબુ ન જીવ્યાં; એમને નાની વયના મૂકીને અવસાન પામ્યા. દઢ આત્મવિશ્વાસના જોરે તેઓ બી. એ. ની પરિક્ષામાં પસાર થઇને નારણદાસ રાજારામની પેઢીમાં ' કામશીખાઉ ', તરિકે જોડાયા. અને પાછળથી તેના વડા ભાગીદાર બન્યા. પેઢીના સિઢઝ ડિપાર્ટમેંટમાં આવેલી ભારે ખોટના પરિણામે ભાગીદારો વચ્ચે તકરાર પડવાનો તથા પેઢી છુટી પડવા

જેવો કટોકટીનો પ્રસંગ ઉભો થતાં હિંમત અને સાહસથી જવાબદારી ઉઠાવી લીધી. વડા ભાગીદાર તરિકે પેઢીનું સુકાન હાથમાં લીધું.

એમની માન્યતા પ્રમાણે પરદેશોના બજારોમાં હિંદની ઇજ્જત બગડવાનું કારણ હિંદી વેપારીઓમાંથી કેટલાઓના માલમાં ભેળસેળ તથા દગોફટકો છે, જે એમના સિદ્ધાંતની વિરૂદ્ધ છે. અપ્રમાણિકતા તેમને સાલે છે. જ્યારે બીજા વેપારીઓ ખોટ ભોગવતા હતા તેવા સમયમાં તેમની પેઢી નફો મેળવતી, ચાલીશ વર્ષની તેમની કારકીર્દીમાં કોઈ પણ દેશી કે વિદેશી એજન્ટે ફરીઆદ કરી હોવાનો પણ પુરાવો નથી. એ એમની એકનિષ્ઠાનો પુરાવો છે. એમના વેપારી જીવનની શરૂઆતમાં રૂના ધંધામાં જ્યારે ગોરાઓ અગ્રસ્થાન ભોગવતા હતા ત્યારે તેમની તુમાખીભરી વલણનો તેમને કડવો અનુભવ થયેલો પરંતુ તે સામે સખત લડત ચલાવી તેમની પાસે માફી મંગાવેલી તથા કેટલીક ગેરરીતીઓ માટે અદાલતના આંગણે પણ ઘસડેલા. રૂ બજારમાં આજે હિંદીઓ મહત્વનું સ્થાન ભોગવે છે છતાં ગોરાઓને અન્યાય કરવાની ભાવના અગર કલ્પના પણ તેઓ સેવતા નથી. આજે આ હિંદના મહાન વેપારીએ હિંદ તેમજ પરદેશના બજારોમાં સુંદર પ્રતિષ્ઠા જમાવી છે. સર પુરૂષોત્તમદાસ " રૂ બજારના ગજા " કહેવાય છે.

- ૧૯૧૧–૧૨ માં ગુજરાત કાઠીઆવાડ અને કચ્છમાં પડેલા દુષ્કાળ પ્રસંગે સર ફીરોઝશા મહેતાના પ્રમુખપણા હેઠળ સ્થપાયેલ મધ્યસ્થ દુષ્કાળ રાહત ફંડના ખજાનચી થવા માટે પ્રમુખશ્રી તરફથી આમંત્રણ મળ્યું. તેમણે એ સેવાકાર્યમાં સમનિ દર્શાવી અને સક્રિ ફાળો આપવો શરૂ કર્યો સવારના ૭–૬ થી રાતના ૨–૦ વાગ્યા સુધી કામકાજ પહોંચતું. પિડિત વિસ્તારોમાં ઘાસ, કાપડ અને અનાજ મોકલી આપવામાં આવ્યું. રેલ્વેના વિગતોમાં માલ ભરવામાં ચાલતી ગેરરીતીઓ સામે સખ્ત લડત ચલાવી.

છેવટે રાહત ફંડમાં પંચોતેર હજાર રૂપીઆ બચત રહ્યાં હતા. જનતાનો એમની કાર્યશક્તિમાં એટલો વિશ્વાસ બેઠો હતો કે ઘર બેઠાં ફંડના ફાળાઓ આવવા લાગ્યા. સેવાકાર્ય બજાવતાં એમના આત્માને સંતોષ વધ્યો. પરિશ્રમથી તબીએત બગડવાને બદલે વધુ સુધરી. સરકારે તેમને કૈસરે–હિંદ બનાવ્યા.

૧૯૧૮–૧૯માં વિશ્વયુદ્ધને અંગે વધી ગયેલી મોંઘવારી અંગે એમણે રંગુનથી જથ્થાબંધ ચોખાની ગુણીઓ મંગાવી પડતર ભાવે વેચી, ગરિબ જનતાના આશિર્વાદ લીધા. વલસાડ ખાતે આજ સમય દરમ્યાન ચોખાના પડતર ભાવના વેચાણમાં શંકા જતાં તેઓ જાતે જ ત્યાં અચાનક જઈ ચઢયા. ત્યાં પિડાતી જનતાના દુઃખથી તેમને દુઃખ થયું. યથાશક્તિ ફરજ બજાવી ત્યાંથી પાછા ફરતાં જીલ્લા કલેકટરે ઉદ્દગાર કાઢયા " તમોએ જીલ્લાને બચાવી લીધો છે. " જનતાએ ભાવભરી વિદાય આપી. આજે પણ એ જીલ્લો એમનો આભાર ભૂલ્યો નથી. સરકારે આ સમયે એમને સી. આઇ. ઇ. નો ઇલ્કાબ આપ્યો. કેટલાકે કહ્યું " સેવાઓના પ્રમાણમાં ઇલ્કાબ ઉતરતા દરજ્જાનો છે. "

" ઇલ્કાબોની લાલસાએ સેવાઓ કરી નથી. " સર પુરૂષોત્તમદાસના મુખમાંથી સેવાધારીને શોભે એવા શબ્દો સરી પડયા.

૧૯૨૮ની સાલમાં ગુજરાતના જળપ્રલય પ્રકોપ પ્રસંગે દશ સાથીદારો સાથે તેઓએ કાર્ય ઉપાડી લીધું. આ પ્રસંગે પણ તેમણે બજાવેલી સેવાઓ હજીએ જનતા ભૂલી શકતી નથી.

કેળવણી ક્ષેત્રમાં પણ એમનો ઓછો ફાળો નથી. સુરત જીલ્લામાં લાખો રૂપિઆના ખર્ચે સવાસો જેટલી પ્રાથમિક શાળાઓનાં મકાનો બંધાવ્યાં છે, પાંચસો જેટલાં પુસ્તકાલયોની સ્થાપના કરી છે તથા પચ્ચીસ જેટલી કસરતશાળાઓ સ્થાપી છે. આ ઉપરાંત અન્ય સ્થળોએ પણ એમની લાખોની સખાવતો છે. એમની

સખાવતો એવા પ્રકારની છે કે જે જરૂરીઆતો પુરી પાડી શકે; જેનો સમાજને સાચો લાભ મળી શકે. કેવળ રૂઢિ ખાતર નહિ; પૈસો છે માટે દાન કરવું જોઇએ એ ભાવનાએ નહિ.

સર પુરૂષોત્તમદાસ એક મહાન રાજદ્વારી મુત્સદ્દી પણ છે. હિંદના હિત માટે તેમણે લડતો ચલાવી છે. તાજેતરમાં મુબઈના નામદાર ગવરનરના પ્રમુખપણા હેઠળ ટાઉનહૉલમાં મળેલી સભામાં તેમણે સાફ શબ્દોમાં સરકારી નીતિની ઝાટકણી કાઢી હતી અને હિંદની થયેલી અધોગતિનું દ્રષ્ય રજુ કર્યું હતું. દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં હીત માટે પણ તેઓ લડત ચલાવતા આવ્યા છે. ગત ગોળમેજી પરિષદમાં એમને નિમંત્રવામાં આવ્યા હતા.

તેઓ અનેક ઉદ્યોગિક, સામાજિક, ધાર્મિક તથા સખાવતી સંસ્થાઓમાં જવાબદારીભર્યો હોદ્દો ધરાવી રહ્યા છે તથા આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવે છે.

એમના પત્ની લેડી ધનકોરબ્હેન જે. પી. સાદાં અને સરલ સ્વભાવનાં છે. પતિની પ્રવૃત્તિઓ પ્રત્યે તેમની સહાનુભૂતિ છે. જેના પરિણામે સર પુરૂષોત્તમદાસ અનેકવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લઇ શકે છે.

જાહેર પ્રવૃત્તિઓમાં ન પડતાં જુના જમાનાને અનુસરીને ગૃહવ્યવસાયમાં પોતાનું જીવન તેઓ વ્યતિત કરી રહ્યાં છે. પતિને પ્રેરણા આપનાર શાંત મૂર્તિ.

સર પુરૂષોત્તમદાસ માટે હિંદ અને ખાસ કરીને ગુજરાત મગરૂપ છે.



## સર ચિમનલાલ સેતલવડ

મુંબઈ યુનિવર્સિટિને ઉચ્ચ કક્ષાએ લઈ જવામાં મહત્વનો ફાળો આપનાર તથા સતત બાર વર્ષો સુધી તેનુ "વાઇસ ચાન્સેલર"નું માનભર્યું પદ ભોગવનાર મહાન તથા બુદ્ધિશાળી ગુજરાતી સર ચિમનલાલ એચ. સેતલવડનો જન્મ ૧૮૬૬ ની સાલમાં ભરૂચ ખાતે બ્રહ્મક્ષત્રિય જાતિમાં થયો હતો.



૧૮૮૭ની સાલમા બી. એ. એલએલ.બી. બન્યા બાદ તેમણે મુંબઈ ખાતે વકીલાત આદરી અને સર ફિરોઝશાહ મહેતા સામે 'ભદુભટ કેસ'માં સફળતા મેળવી. ત્યાર પછી 'ક્રોકસ કેસ' તથા 'સુરજમલ્લ હોર્નિમેન' કેસમાં વધુ નામના મેળવી. એમની ખ્યાતિ દિનપ્રતિદિન વધુ વિસ્તાર પામી. ગુજરાતે એમની બુદ્ધિનાં દર્શન કર્યાં.

સર ફિરોઝશાહ મહેતા સાથે રાજકિય પ્રવૃત્તિમાં એ સમયમાં ભાગ લીધો હતો અને જનતાનું માન સંપાદન કર્યું હતું. પાછળથી તેઓ મહાસભાની પ્રવૃત્તિઓથી અળગા થતા ગયા અને ગાંધીયુગથી તો મહાસભાથી બીલકુલ અલગ જ બન્યા. મહાસભા સાથે રહીને જો તેમણે રાષ્ટ્રિય ચળવળોમાં સક્રિય ફાળો આપ્યો હોત તો તેઓનું સ્થાન જે તેઓ આજે ભોગવે છે તેથી પણ વધુ ઉચ્ચ કક્ષાએ હોત

મુંબઈ મ્યુનિ૦ કૉરપોરેશન તથા ધારાસભામાં પણ તેઓ વરસો સુધી સભ્ય હતા. તેઓ લીબરલ પાર્ટીના આગેવાન છે. અને તેની પરિષદોમાં માનવંતા હોદ્દા ધરાવતા આવ્યા છે. સરકાર તરફથી તેમને કેટલાક માનવંતા ખ્રિતાબોની નવાજેશ થઈ છે.

હિંદી વિમા ઉદ્યોગમાં તેમનું સ્થાન મહત્વનુ છે. ૧૯૩૫ માં મુંબઇ ખાતે મળેલી ઇન્ડિઅન ઇન્સ્યુરન્સ કંપનીની ત્રીજી પરિષદના પ્રમુખ તરિકે તેમની વરણી થઈ હતી. લંડન ખાતે મળેલી ગોળમેજી પરિષદમાં તેમને આમંત્રણ મળ્યું હતું.

સાયમન કમિશન તથા મી૦ ઝીણાની 'પાકીસ્તાન'ની યોજનાને તેમણે સખ્ત વખોડી નાખ્યાં હતાં.

એમની મહત્તા ગુજરાત માટે ગૌરવ સમી છે.

## ડૉ૦ ચંદુલાલ દેશાઇ

રાજવી સમા વૈભવને લાત મારી સ્વેચ્છાએ સાદડીનું શયન સ્વિકારનાર તથા સર્વસ્વ રાષ્ટ્રના ચરણે ધરી ફકીરી ધારણ કરનાર ડૉ૦ ચંદુલાલ મણિલાલ દેશાઇ જેવા કેં સુહાગી પુત્રો રાષ્ટ્રની આઝાદીની ઘાણીમાં પીસાઇ રહ્યા છે.



એમનો જન્મ ૧૮૮૭ ની સાલના સપ્ટેંબર માસની ૨૬ મી તારિખે ભરૂચ ખાતે થયેલો. એલ. સી. એસ. ની ડીગ્રી લઇ તબીબી ધંધો શરૂ કર્યો; દાંતના રોગો માટે તેઓ મશહુર તબીબ છે, મુંબઇમાં મોટું દવાખાનું ચાલતું. એ ધિકતા ધંધાને ઠોકર મારી રાષ્ટ્રની સેવાનો ભેખ ધારણ કરી ગુજરાતમાં સેવા કરવા ચાલી ગયા. પોતાની પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન ભરૂચ બનાવ્યું. પોતાનું સર્વસ્વ રાષ્ટ્રસેવામા સમર્પણ કર્યું.

તેઓ જ્યારે વિલાયતમાં હતા ત્યારથી જ તેમના હૃદયમાં રાષ્ટ્રની આઝાદીની 'તમન્ના' જાગેલી પરંતુ એ સમયે એમના દિલમાં 'ક્રાંતિવાદનો ધિકતી' જ્વાળા હતી. લોકમાન્ય 'તિલક જો એમને 'યોગ્ય' સમયે ન મળ્યા હોત તો આ ભારતનો સુહાગી પુત્ર ક્યારનોએ ભડવીર ભગતસિંહની 'પેઠે રાષ્ટ્રની હોળીમાં હોમાઇ ગયો હોત. સદ્‌ભાગ્યે લોકમાન્ય તિલકે એમને સ્વરાજનો સરળ માર્ગ બતાવ્યો. અને ચંદુભાઇ મહાસભાના ચુસ્ત સૈનિક બની રહ્યા.

૧૯૧૮ માં મુંબઇ ખાતે ભરાયલી મહાસભાની ખાસ બેઠકમાં હોમરૂલ લીગની ચળવળમાં તેમજ રૉલેટ એકટની સામે વિરોધ જગાવવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

૧૯૨૧ ની અસહકારની લડતમાં, ૧૯૨૩ ના નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહમાં, ૧૯૨૮ ના બારડોલી સત્યાગ્રહમાં તથા ૧૯૩૦-૩૨ ના આઝાદી સંગ્રામમાં સરદારી લેવા માટે તેમણે અનેક વેળાએ આકરી સજાઓ ભોગવી છે. રેલસંકટ, દુષ્કાળ અથવા તો એવા આફતના સમયોએ તેઓ જનતાની પડખે આવી ઉભા છે. કેવળ તેમના આશ્વાસનમાં જનતા શાતા અનુભવે છે.

જનકલ્યાણુ માટે ભરૂચ ખાતે સ્થાપવામાં આવેલો સેવાશ્રમ એમના પરિશ્રમનું પરિણામ છે. તેઓ રાજવી ભિખારી છે; ભિખ માંગે નહિ અને માંગે તો હજારોની હોય. એમનામાં તે મેળવવાની તાકાત છે; એમના શબ્દો અને સેવા પર જનતા કુરબાન છે. પોતાનું સર્વસ્વ દેશસેવામાં અર્પણ કરવા છતાં સેવાશ્રમ માટે ઉઘરાવેલી રકમમાંથી પોતાને માટે એક પાઈ પણ વાપરતા નથી. પોતાની જરૂરીઆતો પોતાના મિત્રો પાસેથી મેળવી લ્યે છે. સેવાશ્રમનાં ફંડફાળ્ડમાંની એમની મહુલીની તપાસ લેશો તો એક પણ વસ્તુ સેવાશ્રમની તેમાંથી નિકળશે નહિ.

તેઓ નિર્ભય અને સાચાબોલા છે અને તેમ કરવામાં કોઇની પરવા કરતા નથી. રેલ સંકટ પ્રસંગે મુંબઇના ના. ગવર્નર સર લેસ્લી વિલસન ભરૂચ આવેલા. ડૉ૰ ચંદુભાઇને મળવા બોલાવ્યા અને જણાવ્યું હવે તમારે કામ કરવાની કાંઇ જરૂર રહેતી નથી. સરકારી માણસો સેવા કરશે. ડૉ૰ ચંદુભાઇએ ગવર્નર સાહેબને વિના સંકોચે રોકડું પરખાવી દીધું કે સેવા સરકારી માણસોથી નહિ થાય; મહાસભા જ કરી શકશે.

ગુજરાતના છોટા સરદારના નામે પ્રત્યેક ગુજરાતી એમને

માથુ નમાવે છે પછી તે હિંદુ મુસલમાન યા કોઇ પણ હોય. એ કલદાર રૂપિઆ છે જ્યાં હોય ત્યાં ઢંકાયલા રહે જ નહિ. હજારો માણસોના ટોળામાં કે ગમે એ ખૂણામાં સફેદ ટોપી, કફની અને ધોતીયામાં સજ્જ થયેલા, કાળી મૂછં, પોપટની-ચાંચ જેવું તીણું નાક, પાણીદાર આંખ અને મોટાં ભવાં પર ચળકતા ચશ્માવાળી ઉંચી અને સુકી તેજસ્વી આકૃતિ જુઓ તો માની લેજો એ બીજું કોઇ નહિ પરંતુ તે ડૉ૦ ચંદુલાલ છે.

સરદાર પછી ગુજરાતમાં એમનું સ્થાન બીજે નંબરે છે. તેઓ અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય, ભરૂચ જીલ્લા મહાસભા સમિતિ તથા ગુજરાત વ્યાયામ મંડળના પ્રમુખ તથા ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના ઉપ-પ્રમુખ છે.

તેઓ સરદારશ્રીના જમણા હાથ કહેવાય છે. મતભેદો પડતાં ઝઘડે છે પરંતુ વફાદારી ભૂલતા નથી. સૈનિક તરીકે શિસ્તમાં માનનારા છે. ગુજરાતની યુવાન જનતાના આત્મા સાથે તેમનો આત્મા ઓતપ્રોત થયેલો છે.



## શ્રી૰ સુંદરદાસ મોરારજી

મુંબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનના મહાસભાવાદી પક્ષના ડેપ્યુટી લીડર શ્રી૰ સુંદરદાસ મોરારજીનો જન્મ ૧૯૦૪ની સાલના જાન્યુઆરી માસની ૨૧મી તારીખે મુદ્રા કચ્છ ખાતે થયેલો. તેઓનું મૂળ વતન જામ સલાયાના.

૧૯૨૦માં મેટ્રિક સુધી અભ્યાસ કરી તેઓ પિતાના કાપડના ધંધામાં જોડાઈ ગયા. દશબાર વર્ષ ધંધામાં ગાળ્યાં અને તે દરમ્યાન તેમણે પોતાની પત્ની શ્રી૰ જયાબ્હેન સાથે યુરોપનો પ્રવાસ ખેડયો અને ત્યાંની પ્રવૃત્તિઓનો અભ્યાસ કર્યો.



૧૯૩૨માં જાહેર જીવનમાં પ્રવેશ કર્યો. અને મ્યુનિ૰ ચુંટણીમાં ફતેહમંદ નિવડયા. ત્યારથી આજદિન સુધી તેઓ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય છે. તથા તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં ચુંટાતા આવ્યા છે. વર્કસ કમિટિ તથા લૉ કમિટિના પ્રમુખ તરિકે પણ સેવા બજાવી છે.

એમની પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન તો રાજકીય ચળવળ તથા ખાદીપ્રચાર છે અને તે પાછળ ભારે જહેમત ઉઠાવતા આવ્યા છે. મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના તેઓ સભ્ય તથા સ્વદેશી

મારકીટની સંચાલન સમિતિના પ્રમુખ છે. સામાજિક, કેળવણી તથા જ્ઞાતિ ઉન્નતિમાં ઉંડો રસ ધરાવે છે.

"ધી પ્રાણસુખલાલ મફતલાલ સ્વિમિંગ પુલ અને બોટ કલબ"ના અસ્તિત્વનું માન તેમને ફાળે જાય છે જે માટે રૂપિઆ એક લાખનો મોટો ફાળો શેઠ શ્રી૦ મફતલાલ ગગલભાઇ પાસે મેળવવામાં તેઓ ફતેહમંદ થયા છે. જનતાનો વિશ્વાસ.

તેમની ધગશ અને સેવાભાવે તેમને વધુ પ્રિય બનાવ્યા છે.

## શ્રી૦ ભાણુભાઇ પટેલ

શ્રી૦ ભાણુભાઇ જસાભાઈ પટેલનો જન્મ ૧૯૧૧ ની સાલના ફેબ્રુઆરી માસની નવમી તારિખે નડીઆદ ખાતે થયેલો.

વિદ્યાર્થી જીવનમાંથી જ તેમણે મહાસભા તથા તરૂણ ચળવળમાં ઝંપલાવ્યું હતું. ૧૯૩૦–૩૨ ની લડતમાં તેમણે મુંબઇમાં સક્રિય ભાગ લીધો હતો તથા વાનર સેનાઓ ઉભી કરી હતી. જે દરમ્યાન તેમને સજાઓ થઇ હતી.



તેઓ સ્ટુડંટસ સ્વદેશી લીગના મંત્રી તથા ખજાનચી, સ્ટુડંટસ એન્ટી અનટચેબીલીટી લીગના સભ્ય, વિદ્યાર્થીઓનો અવાજ રજુ કરતા "યુગાંતર" અઠવાડિકના મેનેજર હતા.

અત્યારે તેઓ નડીઆદ તાલુકા મહાસભા સમિતિના મંત્રી તથા ખેડાજીલ્લા મહાસભા સમિતિ અને ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય છે.

નાની ઉમરમાં તેઓ જે સ્થાન ભોગવી રહ્યા છે તે તેમની રાષ્ટ્રભાવના તથા ધગશને આભારી છે

## વીર નરીમાન

ભારતમાતાને પેટે જન્મેલો અવા ભાગ્યે જ કોઇક કપુત હશે કે જેને હિંદની ગુલામી સાલતી નહિ હોય, જેણે પોતાનો બનતો આત્મભોગ આપ્યો નહિ હોય. કોઇકે ધન તો કોઇકે જીવન 'ફના' કર્યું હશે. પરંતુ વીર નરીમાને જીવન અને ધન બેઉ ફના કર્યાં છે. ગરીબાઇમાં ઉછરવા છતાં લક્ષ્મિની લાલસા સેવી નથી અને લક્ષ્મિ મળવા છતાં તેનું અભિમાન કર્યું નથી. નિડરતા એ જ એનો મુદ્રાલેખ.



એમનો જન્મ ૧૮૮૫ માં થાણા ખાતે થયેલો. બાળવયના મૂકીને એમના પિતા ફરામજી અવસાન પામતાં એમના કુટુંબ પર ભારે આફત આવી પડી પરંતુ નિરાધાર નરીમાનને આપબળે બુદ્ધિ ખીલવવાનો અવકાશ મળ્યો; નિડરતા તથા સાહસિક વૃત્તિએ જન્મ લીધો. પિતાના અવસાન પછી એમને પુના લઇ જવામાં આવ્યા જ્યાં સેંટ વિલસન જેસુઇટ સ્કુલમાં દાખલ થયા. મેટ્રિકની પરિક્ષા પસાર કરી તેઓ ડકકન કૉલેજમાં જોડાયા. તિવ્ર બુદ્ધિના પ્રતાપે તેઓ પ્રત્યેક પરિક્ષાઓમાં ઉપલા નંબરે પસાર થતા અને સ્કૉલરશિપ તથા ઇનામો લઇ જતા. આમ છતાં પણ તેઓ રમત ગમતો તથા અન્ય પ્રવૃત્તિઓમાં સારો ભાગ લેતા. એકંદરે

એમનું વિદ્યાર્થીજીવન અન્ય વિદ્યાર્થીઓ માટે પ્રેરણા રૂપ જ લેખી શકાય.

કૉલેજના જીવન દરમ્યાન કૉલેજના સત્તાવાળા સાથે એક વખતે ચકમક ઝરેલી. કૉલેજ જીમખાના અંગે સત્તાવાળાઓ તથા વિદ્યાર્થીઓ વચ્ચે ગંભીર મતભેદ પડયો. વીર નરીમાને વિદ્યાર્થીઓનો નિડરતાથી આગેવાનીભર્યો પક્ષ લીધો. કૉલેજના સત્તાવાળાઓ તરફથી એમને બરતરફ તથા શિક્ષાઓ કરવાની ધમકીઓ અપાઇ પરંતુ એથી તેઓ ડરી જાય એમ ન હતું. આખરે સત્તાવાળાઓએ નમતું આપ્યું અને લડતનો અંત આવ્યો. રાજકિય જીવન પણ અહિંથી જ ઓતપ્રોત થવા પામ્યું. લોકમાન્ય તિલક એ જ એમના ગુરૂ. કૉલેજના ચાલુ વર્ગો છોડીને પણ જ્યાં લોકમાન્યનું ભાષણ હોય ત્યાં ભાગી જતા અને ધ્યાનપૂર્વક સાંભળી આચરણમાં મૂકવાનો નિશ્ચય કરતા. ત્યાર બાદ તેઓ મુંબઇ આવ્યા અને એલએલ. બી. ની પરિક્ષા પસાર કરી.

સાહસિક વૃત્તિવાળાઓ માટે મુંબઇનું મથક ફળદ્રુપ લેખાય છે. એમણે પણ અહિંઆ જ વકિલાતનો અખાડો જમાવવાનો નિર્ણય કર્યો. પરંતુ પાસે રાતી બદામ ન મળે. ઉછીના પૈસે સનદ મેળવી પોલીસ કોર્ટમાં વકિલાત શરૂ કરી. વકિલાતમાં કેટલાક વકિલોની જેમ કેવળ પૈસો કમાવાની ભાવના કરતાં સેવા–આદર્શ વધુ હતો. સ્વમાન ખાતર લડવાનો પ્રસંગ ઉભો થાય તો ફી લીધા વિના ઉભા રહેતા. અસલથી જ ગોરાઓના તુમાખીભર્યા વર્તન સામે એમને તિરસ્કાર હતો. એક વખત એક ન્યાયાધિશે એક ' જુનીયર ' વકિલનું અપમાન કર્યું અને તેનો પક્ષ લઇ પોલીસ કોર્ટ બાર એસોસીએશનમાં એની કોર્ટનો બહિષ્કાર કરવાને લગતો ઠરાવ પસાર કરાવ્યો, ન્યાયાધિશે નમતું આપ્યું.

યુવાનો પ્રત્યે એમને પ્રથમથી જ પ્રેમ તથા મમતા છે.

યુવાન વર્ગ માટે જેટલો આત્મભોગ આપી શકાય એટલો આપ-વાની એમનામાં ભાવના છે. એક વખતે વીર નરીમાનનું નિવાસસ્થાન યુવાનોનો અખાડો બન્યું હતું. અનેક યુવાનોએ એમની પાસેથી પ્રેરણા તથા પોષણ મેળવ્યાં છે. નિખાલસ હૃદય હોવાથી વિશાળ મિત્રમંડળ જમાવી શકે છે, અને એ મિત્રમંડળ પાછળ સર્વસ્વ ફના કરવા માટે તૈયાર રહે છે. તેઓ સ્વભાવે પોચા તથા માયાળુ હૃદયના હોવાથી ઘણી વેળાએ કેટલાક છેતરપીંડી રમી જતા. ઘડિ-ભર હૃદયને આઘાત પુગતો પરંતુ બીજી ક્ષણે સઘળો ક્ષોભ ભૂલી જતા. ૧૯૨૪માં એમણે સ્થાપેલી યુથ લીગ યુવાનો પ્રત્યેના એમના ઊંડા પ્રેમની જ પ્રસાદી છે. આ ચળવળના જન્મદાતા તરિકે એમને લેખીએ તો ખોટું નથી. પાછળથી આ ચળવળ સમસ્ત હિંદમાં પ્રસરી હતી. જેના પરિણામે યુવાનોમાં વિચારશક્તિ તથા સાહસિક વૃત્તિ જન્મવા પામી કેટલાંએ વર્ષો સુધી તેઓ એ યુથ-લીગના પ્રમુખ તરિકે રહ્યા હતા. ૧૯૨૮ માં કલકત્તા ખાતે ભરા-ચલી અખિલ હિંદ યુવક પરિષદ્‌ના પ્રમુખ તરિકે પણ એમને આમંત્રવામાં આવ્યા હતા. યુવાનોના ઘાડા પરિચયના પરિણામે એમનું હૃદય આજે પણ યુવાનોની જેમ ધગશભર્યું રહ્યું છે.

વકિલાત ધમધોકાર ચાલતી હતી અને જો એમણે એ પ્રેક્ટીસ ચાલુ રાખી હોત તો સારો પૈસો પેદા કરી શક્યા હોત. એટલું જ નહિ પરંતુ હિંદના ધારાશાસ્ત્રીઓની પ્રથમ હરોળમાં આવી પુગ્યા હોત. લક્ષ્મિના પૂજારી બનવા કરતાં એમણે સ્વેચ્છાએ સ્વદેશસેવા તથા જનસેવા સ્વિકારી. વકિલાત બાજુએ મૂકી અને જાહેર પ્રવૃત્તિઓમાં એમનું મન દોરવાયું. એલફિન્સ્ટન કૉલેજની પાડોશમાં રહેતા મિજાજી ગોરાઓ તરફથી વિદ્યાર્થીઓને વારંવાર થતી કનડગતની ફરીઆદ એમની પાસે ગઈ. આથી એમને ઘણો ગુસ્સો ચઢયો. વિદ્યાર્થીઓ માટે ભારે લડત ચલાવી. આખરે એ

મિજાજી ગોરાઓને માફી માગવી પડી, વિદ્યાર્થીઓને થતી કનડગત સદાયને માટે ટળી ગઇ.

આજથી લગભગ અઢારેક વર્ષ પર મ્યુનિસિપલ કૉરપોરેશનની બેઠક માટે ગીરગામ જીલ્લામાંથી તેમણે ઉમેદવારી બહાર પાડી. મામલો કટોકટીનો હતો. ઉમેદવારોની સંખ્યા ઘણી હતી તેમ છતાં પણ તેઓ ચુંટણીમાં પ્રથમ નંબરે ચુંટાઇ આવ્યા. આ જ વરસે ટ્રામવે કંપનીના બમણા થએલા દર સાગે ભારે જેહાદ મચાવી અને ભાડું બમણું થતું અટકાવ્યું જે માટે જનતા એમની ઋણી રહેશે. આ એમની પ્રથમ અને મહાન જીત. ત્યાર બાદ મ્યુનિ૦ કૉરપોરેશનની આવતા જતા ગવરનરોને માનપત્રો એનાયત કરવાની પ્રથા સામે એમણે જ પ્રથમ પોકાર ઉઠાવ્યો જે માટે અગાઉ કોઈની હિંમત ચાલી ન હતી. આવા નિડર સ્વભાવ તથા સેવા-વૃત્તિને લઇને કેટલાક માનવંતા પારસીઓએ એમને પારસી કોમની સેવા બજાવવા આમંત્રણ આપ્યું. પરંતુ તેનો તેમણે અસ્વિકાર કરતાં જણાવ્યું કે ' હિંદની સેવામાં સર્વ કોમોની સેવા છુપાયલી છે. હું નથી ધાગ્તો કે મારી પારસી કોમ એમાંથી બાકાત રહેતી હોય. " આ ઉપરાંત હાગ્વે-નરીમાન કેસ, બાવલા ખૂન કેસ વિગેરેની લડતોની સફળતાએ એમની કીર્તિ પર કળશ ચઢાવ્યો છે. આખરે તેઓ ધારાસભામાં પણ આગેવાન બન્યા.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી થતા ગયા. શ્રીયુત્ જમનાદાસ મહેતા અને મહાસભા પક્ષ વચ્ચે પડેલા મતભેદના કારણે તેઓ મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ બન્યા. ૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં એમણે લડતનાં પૂર જમાવ્યાં. જનતાએ એમની કુશળતાના પૂર્ણપણે દર્શન કર્યાં. મહાત્માજીએ પણ તેમની કાર્યશકિતની પ્રશંસા કરી. તેઓ લોકપ્રિય પ્રમુખ થયા. કારોબારી સમિતિમાં પણ એમને સ્થાન મળ્યું. મુંબઈ

ખાતે ભરાયલા કોંગ્રેસ અધિવેશનની સ્વાગત સમિતિના પ્રમુખ બન્યા અને એ વખતે એમણે જે છટા દાખવી હતી તે આજે પણ જનતા યાદ કરે છે. એમની 'સેવાઓએ એમને' આખરે મુંબઇના મેયર બનાવ્યા. એ પદ માટે ઉમેદવારી કરનાર હરિફોના હાથ હેઠા પડયા હતા. ટુંકામાં ટુંકા રાજકિય જીવન દરમ્યાન મોટામાં મોટું માન ખાટી જનારાઓમા તેઓ પ્રથમ છે. આમ હોવા છતાં પણ તેઓ સાદા, સરળ તથા નિરાભિમાની રહી શકયા છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે.

મેયરપદે આવ્યા પછી વીર નરીમાને જનસેવાની પ્રવૃત્તિઓ જોરશોરથી ઉપાડી લીધી. ગીચ લત્તાઓની સુધારણા, મજુર વિસ્તારોની મુલાકાત, નિરક્ષરતાનિવારણ, ઠેરઠેર રાત્રિશાળાઓની સ્થાપના વિગેરે સેવાઓના પરિણામે તેઓ મજુરોના હૃદય સુધી પહોંચી ગયા હતા અને તેમના સુખદુઃખના સાથીદાર બન્યા હતા. એમની એ સેવાઓની કદર જનતાએ પિછાની અને ભારેમાં ભારે માનપત્રો અને મેળાવડાઓની નવાજેશ કરી.

ગત મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના મભ્યોની ચુંટણીપ્રસંગે તેઓએ ગીરગામ જીલ્લા તરફથી ઉમેદવારી નોંધાવી હતી, કટોકટીની પરિસ્થીતિ હોવા છતાં પણ તેઓ પ્રથમ ચુંટાઇ આવ્યા હતા. એમનો એ વિજય એમની લોકપ્રિયતાની પ્રતીતિ છે. રાષ્ટ્રની શુદ્ધ સેવા કરવા વીર નરીમાન ઘણું જીવો.



## શ્રીમતિ મણીબ્હેન કારા

શ્રીમતિ મણીબ્હેન મુલજી કારા જાણીતાં મહાસભાવાદી તથા કામદાર કાર્યકર છે.



મજુર પ્રવૃત્તિ એમના જીવનનું ધ્યેય છે. ગરિબ પ્રજાના ઉત્કર્ષ માટે તેઓ પોકાર પડતાં દોડી જાય છે. એમનામાં ધગશ તથા શક્તિ બેઉ છે.

૧૯૩૪ની સાલની મિલ મજુર હડતાલ પ્રસંગે અગ્રભાગ લીધો હતો તથા જેલયાત્રા સેવી હતી.

મ્યુનિસિપલ કોરપોરેશનના સભ્ય તથા અન્ય સામાજિક સંસ્થાઓમાં જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે.



## શ્રીમતિ જયાવતિબ્હેન ભાટીઆ

શ્રીમતિ જયાવતિબ્હેન કલ્યાણદાસ ભાટીઆ જાણીતાં સામાજિક કાર્યકર્તી છે.



મુંબઈની ઘણી સંસ્થાઓમાં જવાબદારી-ભર્યો હોદ્દો ધરાવે છે. ભાટીઆ સ્ત્રી મંડળના સ્થાપકોમાંનાં તેઓ એક છે.

સ્વભાવે આનંદી તથા સેવાભાવી વૃત્તિનાં છે. તેઓ સારાં વકતા પણ છે.

મુબઈના જાણીતા આગેવાન સ્વ. શેઠ શ્રી૦ લક્ષ્મીદાસ રવજી તેરસીના નાના ભાઈનાં તેઓ પત્ની.

સમાજસેવા તથા મહિલા ઉત્કર્ષ એ જ ધ્યેય.



## શ્રી૦ ફુલસિંહજી દાભી

ફુલસિંહજી ભારતસિંહજી દાભીનો જન્મ ૧૮૯૫ ની સાલના નવેંબર માસની ૧૮ મી તારિખે બોદસર ખાતે રજપુત કોમમાં થયેલો.

તેમણે પુના કૉલેજમાંથી બી. એ. સીનીઅરના અભ્યાસક્રમને લાત મારી અને ગુજરાત વિદ્યાપીઠમાં જોડાઇ ગયા જ્યાં તેઓ ગ્રેજ્યુએટ બન્યા. ત્યાર બાદ ચરોતર ઍજ્યુકેશનલ સોસાયટિના આજીવન સભાસદ બની નેશનલ હાઇસ્કુલમાં શિક્ષક તરિકે કેટલોક વખત સુધી સેવા બજાવી પરંતુ એ સંસ્થા વિદ્યાપીઠથી જુદી પડતાં તેમણે ત્યાંથી રાજીનામું આપ્યું અને બોરસદમાં આવેલ સુનાવ ખાતેની વી. બી. નેશનલ સ્કુલમાં જોડાઈ ગયા.



૧૯૩૦-૩૨માં સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું અને કારાગૃહના મહેમાન બન્યા. આખા પ્રાંતમાં ધારાસભાની ચુંટણીમાં તેઓ વધુમાં વધુ મતે ચુંટાઇ આવ્યા હતા.

જનસેવા અને રાષ્ટ્રપ્રેમની જનતાએ કદર કરી.

※

## સર કાવસજી જહાંગીર

સામાજિક તથા સાર્વજનિક સખાવતી ક્ષેત્રોમાં મહત્વનો ફાળો આપી જનાર માતાપિતાના પુત્ર સર કાવસજી જહાંગીરનો જન્મ ૧૮૭૯ ની સાલમાં મુંબઇ ખાતે થયો હતો. સર કાવસજી જહાંગીર હૉલ, સર કાવસજી જહાંગીર આઇ હૉસ્પિટલ તથા યુનિવર્સિટિ હૉલ એમના વડીલોની સખાવતની પ્રસાદી છે.



સર કાવસજીએ મુંબઈ તથા વિલાયતમાં કેળવણી લીધી હતી. ૧૯૦૦ ની સાલમાં કેમ્બ્રીજ સેંટ જોન કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા. ત્યાર પછી તેઓ હિંદ આવ્યા અને જાહેર પ્રવૃત્તિઓમાં પરોવાયા. ૧૯૦૪ માં મ્યુનિ૦ કોરપોરેટર તરિકે ચુંટાયા અને ૧૯૧૮ માં તેઓ મેયર તરિકે ચુંટાયા હતા. ધારાસભામાં પણ વરસો સુધી ચુંટાયા હતા. ઉપરાંત સરકારી માનવંતા ઓદ્દાઓ ભોગવ્યા હતા. કેટલાક ઇલ્કાબો એમને મળ્યા છે.

કેવળ ખેદની વાત એટલી જ છે કે તેઓ અને મહાસભા વચ્ચે મોટો અંતરાય પડેલો છે. મહાસભાની રાષ્ટ્રિય પ્રવૃત્તિઓની આડે ન આવતાં સ્વતંત્ર અથવા તો મહાસભાની પડખે રહીને જો તેમણે જનતાની તેમજ રાષ્ટ્રની સેવા બજાવી હોત તો તેઓ પણ રાષ્ટ્રવાદી પારસી નરવીરોની નામાવલિમાં અગ્રસ્થાન ભોગવતા હોત.

'બેગર્સ હોમ' અને 'સર દાવસજી ફૅલોશિપ'નુ અસ્તિત્વ એમની ઉદાર સખાવતોને આભારી છે મિલ, બેંક, આયર્ન, સ્ટીલ તથા વિમાના રાષ્ટ્રિય ઉદ્યોગમા તેમનો ફાળો નોધને પાત્ર છે.

એમના પત્ની લેડી હીરાબાઈ મહિલા પ્રવૃત્તિઓમા તેમજ સામાજિક સેવાભાવી સસ્થાઓમા અગત્યનુ સ્થાન ધરાવે છે.



## સર નસરવાનજી વાડીઆ

કેવળ નફા પાછળ જ દૃષ્ટિબિંદુ ન ગોઠવતાં મજુરોના હિત તથા આરોગ્ય તરફ પણ કાળજી રાખનાર મિલ-ઉદ્યોગપતિ સર નસરવાનજી નવરોજજી વાડીઆનો જન્મ મુંબઇ ખાતે ૧૮૭૩ ની સાલના મે માસની ત્રીસમી તારિખે મુંબઈ ખાતે થયો હતો. એમના પિતાશ્રી ઑન. નવરોજજી નસરવાનજી વાડીયા મુંબઈ તથા હિંદી સરકારના સલાહકાર ઉપરાંત બાહોશ મિલમાલીક અને એન્જીનીઅર પણ હતા. પુત્રે એમની કીર્તિને વધુ ઉજ્જ્વળ બનાવી છે.



૧૮૯૦ માં મેટ્રિક પસાર કરી એકાદ વર્ષ કૉલેજમાં ગાળ્યા બાદ પિતાના ધમધોકાર ચાલતા ધંધામાં જોડાઇ ગયા. મિલ ઉદ્યોગના વિકાસમાં ભારે ફાળો આપ્યો. મુંબઈના મિલમાલીક મંડળના તેઓ વારંવાર પ્રમુખ તરિકે ચુંટાતા આવ્યા છે. જે તેમની બુદ્ધિ અને શક્તિને આભારી છે.

નવરોજજી વાડીઆ મેટરનિટિ હોસ્પિટલ, જરબાઇ વાડીઆ હોસ્પિટલ, ખુશરૂ બાગ, જર બાગ, રૂસ્તમ બાગ, પુના નવરોજજી વાડીઆ કૉલેજ વિગેરે સંસ્થાઓનું અસ્તિત્વ એમની લાખો રૂપિઆની સખાવતોને આભારી છે. એમની સેવાઓ અંગે સરકાર તરફથી અનેક માનવંતા ઇલ્કાબો એનાયત થયા છે.

એમનું નામ સર નેસ વાડીયાના નામથી ઉદ્યોગિક જગતમાં મશહુર છે. મિલના રાષ્ટ્રિય ઉદ્યોગની ખિલવણીમાં એમનો ફાળો મહત્વનો છે અને વૃદ્ધાવસ્થા છતાં તેના વિકાસમાં આજે પણ ધ્યાન આપી રહ્યા છે. જે એમના જીવનની વિશિષ્ઠતા છે.

## શ્રી૰ ભાઇજીભાઇ વાઘેલ

સેવાભાવિ કાર્યકર શ્રી૰ ભાઇજીભાઈ ઉકાભાઇ વાઘેલાનો જન્મ માતર ખાતે ૧૯૦૩ ની સાલના માર્ચ માસની ત્રીજી તારિખે થયેલો.



ઠક્કર બાપાની દોરવણી હેઠળ તેઓએ ગુજરાત અત્યજ સેવા મડળમા કામ કર્યું હતુ. ૧૯૩૨ ની સાનમા હરિજન સેવક સઘમા જોડાયા હતા અત્યારે તેઓ ભગી છોકરાઓ માટેના ખેડા ખાતેના ઋષિ વિદ્યાર્થી આશ્રમમા સુપરિન્ટેન્ડન્ટ તરિકે કામ કરે છે. ગત ધારાસભાની ચુંટણીમા ફત્તેહમદ નિવડયા હતા



## સર હોરમસજી મહેતા

વિકટ સંજોગોમાં સ્વબળે જીવનપંથ ઉજાળનાર તથા રાષ્ટ્રિય ઉદ્યોગોમાં કીંમતી ફાળો આપનાર સર હોરમસજી માણેકજી મહેતાનો જન્મ ૧૮૭૧ ની સાલના એપ્રિલ માસની પહેલી તારિખે મુંબઇ ખાતે થયો હતો.



પિતાની ગરિબાઇના કારણે તેઓ આગળ ન વધી શક્યા. ૧૮૯૦ ની સાલમાં મેટ્રિકમાં પસાર થઇ ધંધે વળગ્યા. પ્રથમ કેવળ પંદર રૂપિયાના પગારે મુંબઇની ટંકશાળમાં નોકરીએ રહ્યા અને પછી અન્ય જગ્યાએ એકાઉન્ટન્ટ તથા સેલ્સમેન તરિકે નોકરી કરી. ૧૮૯૭માં તેમણે "એચ. એમ. મહેતા એન્ડ કંપની "ના નામથી મિલસ્ટોર સપ્લાઇંગના સ્વતંત્ર ધંધાની શરૂઆત કરી. ભાગ્યનો પાસો સફળ પડતાં તેમાથી મિલોના માલીક બન્યા. આ ઉપરાંત વિમા, સિમેન્ટ વિગેરે અન્ય રાષ્ટ્રિય ઉદ્યોગોના વિકાસમાં ભાગ લઇ રહ્યા છે.

સરહદ નક્કી કરવા નિમાયલી ' બિહાર ઓરિસ્સા ' કમિટિ, રિઝર્વ બેંક કમિટિ, ઇમ્પિરિઅલ બેંક કમિટિ વિગેરેમાં સરકાર તરફથી તેમની નિમણુંક કરવામાં આવી હતી. જે તેમની વિશાળ દ્રષ્ટિ અને અનુભવને આભારી છે.

ગરિબ વિદ્યાર્થીઓ પ્રત્યે તેમની ઉંડી હમદર્દી છે અને તેથી કરીને કેટલાયે વિદ્યાર્થીઓ તેમની ઉદારતાએ ખુદ વિલાયત સુધી અભ્યાસ કરવા જઇ શકયા છે. એમનું જીવન ધનિકો તેમજ ગરિબો માટે અને ખાસ કરીને ગરિબ વિદ્યાર્થીઓ માટે પ્રેરણારૂપ છે. કર્તવ્યપરાયણતા.

વિમા તેમજ મિલ ઉદ્યોગમાં તેઓ મહત્વનું સ્થાન ભોગવે છે.



મુંબઈના જાણીતા આગેવાન શેઠશ્રી માવજી ગોવીંદજી શેઠનો જન્મ ૧૮૮૭ ની સાલના જુન માસની ૧૨ મી તારિખે કચ્છ-ભુજમાં ગરિબ માતાપિતાના પાલવે થયેલો. વિદ્યાર્થી જીવન આદર્શ હતું; એમના જ્ઞાનથી શિક્ષકો પણ મુગ્ધ થતા. અન્ડર ગ્રેજ્યુએટ હોવા



છતાં "કરસનદાસ મુલજીના જીવન અને કાર્યની પશ્ચિમ હિંદની સામાજિક પ્રગતિ પર અસર" એ વિષય પર સુંદર નિબંધ લખવા માટે મુંબઇ યુનિવર્સિટિ તરફથી રૂા. ૨૫૦ નું કરસનદાસ મુળજી પ્રાઇઝ મેળવ્યું હતું. અગાઉ એ ઇનામ સ્વ૦ શ્રી૦ ગોરધનરામ ત્રિપાઠી તથા દિ૦ બ. કૃષ્ણલાલ ઝવેરી વિગેરેએ મેળવ્યું હતું.

શિક્ષક તરિકે અમદાવાદમાં નોકરીઆત જીવનની શરૂઆત કરી અને પછી વર્તમાન પત્રના તંત્રી તથા રાજ્ય શિક્ષક બન્યા. અને છેવટે મુંબઇ આવી હિંદ-કૉઓપરેટીવ સ્ટોર્સ લી૦ ની સ્થાપના કરી જેની ઉદ્દઘાટનક્રિયા સર સુરેન્દ્રનાથ બેનરજીના હસ્તે થઇ હતી.

૧૯૦૪થી શ્રી૦ માવજીભાઇ રાષ્ટ્રવાદી બન્યા અને મહાસભાની બેઠકોમાં હાજરી આપવા લાગ્યા. ૧૯૦૫ ની બંગભંગની ચળવળથી તેમણે સ્વદેશી વ્રત લીધું. ૧૯૧૮ માં મુંબઇ ખાતે ભરાયલી મહા-

સભાની ખાસ બેઠકના તેઓ મંત્રી નિમાયા હતા તથા ૧૯૧૮–૧૯–૨૦ ની અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય હતા. છેવટે મતભેદ પડતા ૧૯૨૦–૨૧ માં એનીબીસેંટ સાથે મહાસભામાંથી રાજીનામું આપ્યુ હતું.

રાષ્ટ્રિય સેવા ઉપરાંત સામાજિક, હરિજન, વિદ્યાર્થી, મજુર, મહિલા, ઔદ્યોગિક વિગેરે અનેકવિધ પ્રવૃત્તિઓમા તથા હોમરૂલ ચળવળમા તેમનો હિસ્સો આગળ પડતો હતો. હિંદની પ્રથમ ટ્રેડ યુનિઅનના તથા બુદ્ધ સોસાયટીના સ્થાપક તથા થીઓસોફીસ્ટ આગેવાન છે. વકતૃત્વશક્તિ તથા વ્યવસ્થાશકિત અસરકારક છે.

આજે પણ સમાજ અને રાષ્ટ્રસેવા એ જ ધ્યેય છે. વૃદ્ધાવસ્થાએ એમની પ્રવૃત્તિઓને મંદ પાડી નથી. હાથ ધરેલું કાર્ય પાર પાડવાની શકિત અને તમન્ના તેમનામા છે.



## શ્રી૰ ભાઇલાલભાઈ પટેલ

ખેડુત અને હરિજનોના સાચા સેવક તથા મહાસભાના અગ્રાંકિત સૈનિક શ્રી૰ ભાઇલાલભાઈ બીખાભાઈનો જન્મ ૧૯૦૦ ની સાલના ડિસેંબર માસની પહેલી તારિખે બોરીઆવી ખાતે પાટીદાર કોમમાં થયેલો.



ગત મહાસભાના સંગ્રામમાં તેમણે પોલીસ પટેલપદ તથા રાવસાહેબના ઇલકાબને ફગાવી દઇ લડતમાં પડતું મૂકી હસતે મ્હેરે કારાવાસ સ્વિકાર્યો હતો.

૧૯૨૭ ની સાલના જળપ્રલય પ્રસંગે તેમણે ઉત્તમ સેવા બજાવી હતી.

તેઓ આનંદ તાલુકા મહાસભા સમિતિ તથા ખેડા જીલ્લા હરિજન સેવક સંઘના પ્રમુખ તથા ધારાસભાના સભ્ય છે.

ખેડુત તથા હરિજનોની સેવાઓ કરવા તેઓ વધુ ભાગ્યશાળી બનો.



## શ્રીમતિ સોફીઆ ખાન



શ્રીમતિ સોફીઆ સોમજી મુંબઇની મહાસભાના જાણીતાં કાર્યકર્તા છે. એમનો આત્મભોગ તથા રાષ્ટ્ર-સેવા પ્રશંસનીય છે.

તેઓ આજ વર્ષોથી મહાસભાની પ્રવૃત્તિઓમાં પરોવાઈ ગયાં છે. મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિમાં જવાબદારીભર્યો ઓદ્દો ધરાવે છે. સેવિકાદળનાં વડાં છે. યુવાન જનતાને એમના આત્મભોગમાંથી પ્રેરણા મળી શકે તેમ છે.

એમનામાં ધગશ અને શક્તિ છે. રાષ્ટ્ર-સેવા ખાતર યાતનાઓ ભોગવી છે.

સ્વભાવે આનંદી અને નિરાડંબરી.



## લેડી લક્ષ્મિબ્હેન જગમોહનદાસ

લેડી લક્ષ્મિબ્હેન જગમોહનદાસ મુબઇના મહિલા સમાજમાં માનભર્યું સ્થાન ભોગવી રહ્યાં છે. મહિલા સમાજની ઉન્નતિ એજ ધ્યેય.

એમની સખાવતોનો લાભ અનેક સંસ્થાઓને મળતો રહ્યો છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની પ્રગતિ એમને જ આભારી લેખી શકાય. લેડી લક્ષ્મિબ્હેન એટલે એ સંસ્થાના પ્રાણ.



આ ઉપરાંત અન્ય સંસ્થાઓમાં પણ તેઓ અગ્રસ્થાન ભોગવે છે. જાતે ધનવાન હોવા છતાં લક્ષ્મિનો મદ નથી પરંતુ લક્ષ્મિનો સદ્ઉપયોગ કરવાની ભાવના છે.

વૃદ્ધાવસ્થા હોવા છતાં તેઓ આજે મહિલા પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લઇ રહ્યાં છે. એમની સેવાઓનો સમાજને વધુ લાભ સાંપડો એ જ પ્રાર્થના.



## શ્રી૦ ચીનુભાઇ મહેતા

ગુજરાતના મહાસભા અને વેપારી વર્ગમાં પ્રતિષ્ઠા ધરાવનાર શ્રી૦ ચીનુભાઇ લાલભાઇનો જન્મ ૧૮૯૯ ની સાલના જુલાઇ માસની ૨૬ મી તારિખે અમદાવાદ ખાતે થયેલો.



રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમા એમની સહાનુભૂતિ જાણીતી છે. કેટલાયે મહાસભાના સાચા કાર્યકરોને તેમના તરફથી પ્રોત્સાહન મળતું રહ્યુ છે. નાકરની લડત દરમ્યાન બેહાલ બનેલા ખેડુતોને તેમણે સુંદર રાહત આપી હતી; સેવાઓ બજાવી હતી.

મિલ ઉદ્યોગના વિકાસમાં તેઓનો કિંમતી ફાળો છે. ગત્ કાઉન્સિલની ચુંટણીમાં તેઓ સફળ થયા હતા.

જનતાએ મહાસભાની પડખે રહેનાર સાચા જનસેવકની કદર કરી.

## શ્રી૦ ભવાનીદાસ મોતિવાલા

ચુસ્ત મહાસભાવાદી તથા સમાજના મૂગા સેવક શ્રી૦ ભવાનીદાસ નાગરદાસ મોતિવાલાનો જન્મ ૧૮૭૬ની સાલના સપ્ટેબર માસની ૨૬ મી તારિખે મુબઇ ખાતે વીસા નાગર વાણીઆ જ્ઞાતિમા થયેલો.

૧૮૯૯ મા બી એ ની પરિક્ષામા સફળતા મેળવી સૅનિટરીની ઓફીસમા આર્ટિકલ કલાર્ક તરીકે નોકરીએ જોડાયા અને ૧૯૦૨ મા એલએલ બી બન્યા બીજા જ વર્ષે તેમણે "ગુજરાતી હિંદુ સ્ત્રી મડળ "ની સ્થાપના કરી ૧૯૧૧ મા "સોશિઅલ સર્વિસ લીગ" તથા ૧૯૨૧ મા ' રાષ્ટ્રિય મહિલા સભા "ની સ્થાપનામા મુખ્ય ભાગ લીધો આ સસ્થાઓની પ્રગતિમા તથા તેને સદ્ધર બનાવવામા તેમનો ફાળો યાદગાર રહેશે જનતાએ એમની સેવાઓની કદર કરી એમને જાહેર મેળાવડાઓ સમક્ષ માનપત્ર–અભિનદનો આપ્યા, સેવાઓ પર પ્રશસાના પુષ્પો વેર્યા. ઉપરાત દુષ્કાળ નિવારણ ફડ, તિલક સ્વરાજ ફડ તથા કાર્ની મેરેટોરીઅમ ફડ વેળાએ પણ સુદર સેવાઓ બજાવી હતી. જવાબદારીભર્યા ઓદ્દાઓ સભાળ્યા હતા એમના પત્ની શ્રીમતિ કલાવતિબ્હેન ગુજરાતી હિંદુ સ્ત્રી મડળના સચાલનમા અગત્યનો ફાળો આપી રહ્યા છે



જલીઆનવાલા બાગના હત્યાકાંડ પ્રસંગે તેમણે જે. પી. ના ઇલ્કાબને તથા ઓનરરી પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટના હોદ્દાને લાત મારી હતી. ૧૯૨૧ થી ૨૮ ની સાલ સુધી તેઓ ભુલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ હતા. અખિલ હિંદ મહાસભા સમિતિમાં એ દરમ્યાન પ્રતિનિધિ તરિકે હાજરી આપી હતી. મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના ખજાનચી હતા.

૧૯૧૯ થી ૨૯ સુધી તેઓ મુંબઈ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય હતા. જે દરમ્યાન તેઓ ૧૯૨૫ માં સ્કુલ્સ કમિટિના ચેરમન તરિકે ચુંટાયા હતા. એ જ વર્ષમાં 'એફ' અને 'જી' વૉર્ડમાં ફરજીઆત કેળવણીની યોજના અમલમાં મૂકાઇ હતી. મ્યુનિ. માં મહિલાઓ સભ્યો તરિકે ચુંટાય તે માટે તેમણે સફળ લડત ચલાવી હતી. ૧૯૨૯ ની સાલથી નાદુરસ્ત તબીઅતના કારણે તેઓને પોતાની કેટલીક પ્રવૃત્તિઓ સંકેલવી પડી છે છતાં હજીએ તેઓ કેટલીક જાહેર સામાજિક તથા સખાવતી સંસ્થાઓના સંચાલનમાં પોતાની સેવાઓ અર્પી રહ્યા છે.

મુંબઇના રાજકિય, સામાજિક, કેળવણી, જ્ઞાતિ તથા મહિલા સેવાક્ષેત્રમાં જવાબદારીભર્યા હોદ્દાઓ સંભાળવામા પૂર્ણ ફરજ અદા કરી છે. એમના જેવા સાદા, પ્રમાણિક અને સેવાભાવી સેવકો ઘર ઘર જન્મો.



## સર ચુનીલાલ મહેતા

બારડોલીના ઐતિહાસિક સત્યાગ્રહના સમાધાનમાં હિંદીઓ માટે ગૌરવ ઉપજે એવું સમાધાન શક્ય બનાવનાર સર ચુનીલાલ વૃજભુખણદાસ મહેતાનો જન્મ મોઢ વણિક જ્ઞાતિમાં ૧૮૮૧ ની સાલના જાન્યુઆરી માસની બારમી તારિખે મુંબઇ ખાતે થયેલો. તેમનુ મૂળ વતન સુરત. એમના પિતાશ્રી મુંબઇની મશહુર "નારણદાસ રાજારામ"ની પેઢીના ભાગીદાર હતા.

તેઓ મુંબઇ ખાતે કેળવણી લઇ એમ. એ., એલએલ. બી. થયા અને પછી પિતાશ્રીના ધમધોકાર ચાલતા ધંધામાં પરોવાઈ ગયા. તેઓ ક્રિકેટના સારા ખેલાડી હતા. વર્ષો સુધી ત્રિરંગી તથા ચતુરંગી ક્રિકેટ મેચોના કેપ્ટન તરિકે ચુંટાયલા.



૧૯૦૭ માં મ્યુનિ૦ કાઉન્સિલર તરિકે ચુંટાયા અને જાહેર જીવનની ત્યારથી જ શરૂઆત થઇ. જેના ૧૯૧૬ માં મેયર તરિકેના માનભર્યા ઓધ્ધે પણ ચુંટાયા હતા. આ ઉપરાંત હિંદી વેપારી મંડળ તથા પોર્ટ ટ્રસ્ટના પ્રમુખ, ઇાન્ડઅન વિમેન્સ યુનિવર્સિટિના ચેન્સેલર ઓમ્મે પ્રોવિન્સિઅલ સ્કાઉટ કમિશ્નર તથા મુંબઇ સરકારના પ્રધાન તરિકેના માનભર્યા ઓદ્દાઓ તેમણે ભોગવ્યા છે. સરકારે નાઇટ, જે. પી. તથા કે. સી. એસ. આઇ.ના ઇલકાબો એનાયત કર્યા છે.

મિલ ઉદ્યોગ, બેંક, વિમા, દિવાસળી તથા સિમેન્ટના રાષ્ટ્રિય ઉદ્યોગોના વિકાસમા તેમનો મહત્વનો ફાળો છે; અનેક ઔદ્યોગિક કંપનીઓના સંચાલક તથા પ્રમુખ છે.

ગુજરાતના ગત્ રેલસંકટ વખતે તેમણે કિંમતી સેવાઓ બજાવી હતી. અનેક સામાજિક તથા કેળવણી સંસ્થાઓને એમની ઉદારતાનો લાભ મળતો રહ્યો છે. મૂંગી સેવા.

વડીલોની ઉજ્જ્વળ કીર્તિને એમણે વધુ દીપાવી છે.



## ડૉ૰ જેઠાલાલ વોરા

મુંબઇ મ્યુનિસિપલ ના માજી પ્રમુખ તથા ચુસ્ત મહાસભાવાદી ડૉ૰ જેઠાલાલ વનમાળીદાસ વોરાનો જન્મ ૧૮૮૩ની સાલના ડિસેમ્બર માસની પહેલી તારિખે મહુવા ખાતે કપોળ જ્ઞાતિમાં થયેલો

એલ. એમ. એન્ડ એસ.ની પરિક્ષા પસાર કરી ૧૯૦૮ માં તબીબી ધંધાની શરૂઆત કરી અને સફળતા પ્રાપ્ત કરી. ૧૯૧૮-૧૯ ની સાલથી રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા. હોમ રૂલ લીગ ચળવળમાં તથા તિલક સ્વરાજ ફંડના ઉઘરાણામાં મહત્વનો ફાળો આપ્યો. જનતાનો પ્રેમ સંપાદન કર્યો. ૧૯૩૦ થી સતત્ આઠ વર્ષો સુધી માંડવી જીલ્લા મહાસભા સમિતિનું પ્રમુખપદ ભોગવ્યું. ૧૯૩૦-૩૨ ની રાષ્ટ્રિય આઝાદીની લડતમાં આગેવાની-ભર્યો ભાગ લઈ જેલયાત્રાએ ભોગવી.



૧૯૨૨ માં સ્વ૰ શ્રી૰ વિઠ્ઠલભાઇ પટેલની "નેશનાલિસ્ટ પારટી" તરફથી તેઓ મ્યુનિ૰ સભ્ય તરિકે ચુંટાયા. મ્યુનિ૰ સ્કુલ્સ કમિટિ તથા સ્ટેન્ડિંગ કમિટિના પ્રમુખ તરિકે તેનની ચુંટણી થઇ હતી. જે દરમ્યાન તેમણે કિમતી સેવાઓ બજાવી હતી. તેઓ સામાજિક તથા જ્ઞાતિની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઈ રહ્યા છે. કેટલીક સંસ્થાઓના અગ્ર સંચાલક છે.

## શ્રી૦ શિવપ્રસાદ ઠાકર

વડોદરા રાજ્યના જાણીતા મહાસભાવાદી આગેવાન શ્રી૦ શિવપ્રસાદ ચંદ્રપ્રસાદ ઠાકોરનો જન્મ ભરૂચ ખાતે ભાર્ગવ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. એમના વડવાઓ વડોદરા રાજ્યમાં માનભર્યો હોદ્દો ભોગવતા હતા.



વિદ્યાર્થી જીવન યશસ્વી હતું. એલ. એલ. બી. બનીને વડોદરા ખાતે વકિલાત જમાવી. અને ત્યાંના વકિલોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું.

તેઓ ચુસ્ત મહાસભાવાદી છે. અને પ્રજામંડળની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તથા સામાજિક સેવાકાર્યોમાં ઉંડો રસ ધરાવતા આવ્યા છે.

સ્વભાવે શાંત તથા મળતાવડા છે. એમના પરિચયમાં આવનાર પ્રત્યેક વ્યકિતને એમનાં મીઠાં સંસ્મરણો જ બસ છે.



## શ્રી૦ શિવદાસ ચાંપસી ઠક્કર

શ્રી૦ શિવદાસ ચાંપસી ઠક્કરનો જન્મ ૧૯૦૬ ની સાલમાં કચ્છ ખાતે આવેલા કોટડા મુકામે લોહાણા જ્ઞાતિમાં થયેલો.

પંદર વર્ષની નાની ઉંમરે તેઓ વડીલોના લાકડાંના વેપારમાં



જોડાયલા. ૧૯૧૦ થી તેમણે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડયો શરૂઆતમાં જ્ઞાતિના કુધારા સામે સખ્ત લડત ચલાવી. મરણ તથા લગ્નપ્રસંગોએ થતા લખલુંટ ખર્ચાઓની પ્રથા તેમણે નાશ કરાવી. ગરિબ જ્ઞાતિજનોના આશિર્વાદ લીધા. ઉપરાંત જ્ઞાતિની અન્ય પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લીધેલ છે.

સ્વ. વિઠ્ઠલભાઇ પટેલની નેશનાલિસ્ટ પારટી તરફથી ૧૯૨૩ ની સાલમાં તેઓ મ્યુનિ૦ કૉરપોરેશનના સભ્ય તરિકે ચુંટાયલા. અને ત્યારથી આજ દિન પર્યંત ચુંટાતા આવ્યા છે. મ્યુનિ૦ સ્ટેચ્યુટરી કમિટિઓમાં પણ વારંવાર તેમની ચુંટણી થાય છે. ગીરગામ બેક રોડને વિઠ્ઠલભાઇ પટેલ રોડનું નામ અપાવવામાં, મ્યુનિ૦ કૉરપોરેશન હૉલમાં સ્વ. વિઠ્ઠલભાઇનું સ્મારક મુકાવવામાં, મહાસભાવાદી પ્રધાનમંડળને માનપત્ર અપાવવામાં તથા હિંદી શાળાઓ ખોલાવવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ

ભજવ્યો છે. મુંબઇ-કચ્છ સ્ટિમરના પ્રવાસીઓમાં ઉતારૂઓને પડતી અગવડો માટે પણ તેમણે સફળ લડત ચલાવેલી.

હિંદુ તથા હરિજન ઉત્કર્ષમાં તેમનો ફાળો અગત્યનો છે. ૧૯૩૬ માં જ્યારે હરિજનોને પરધર્મી બનાવવાની પ્રવૃત્તિઓ થઇ ત્યારે હજારો હરિજનોને શેઠ જુગલકીશોર બિરલા તથા શીખ આગેવાનો સાથે મળીને ધર્મભ્રષ્ટ થતા અટકાવેલા. તેઓ અનેક જાહેર સંસ્થાઓના ટ્રસ્ટી છે. જનતાનો વિશ્વાસ સંપાદન કરેલો છે. તેઓ ખંતીલા તથા પ્રમાણિક કાર્યકર્તા છે.



## સર હોરમસજી મોદી

રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસમાં મહત્વનો ફાળો આપનાર સર હોરમસજી પીરોજશાહ મોદીનો જન્મ મુંબઇ ખાતે ૧૮૮૧ ની સાલના સપ્ટેંબર માસની ૨૩ મી તારિખે થયો હતો.

પચ્ચીસ વર્ષની ઉંમરે તેઓ બી. એ., એલએલ. બી. એડ-વોકેટ બન્યા. વિદ્યાર્થી જીવન આદર્શ હતું અને ત્યારથી જ એમની શક્તિનો વિકાસ થવા માંડયો હતો. બુદ્ધિ અને દીર્ઘદ્રષ્ટિને લઇને તેઓ સૌની નજરોમાં ખૂંપી ગયા હતા.



મુંબઇના મેયર તથા મુબઈ મિલ માલીક મંડળ અને હિંદી વેપારી મંડળના પ્રમુખનું માન તેમને ફાળે જાય છે. વર્ષો સુધી મુંબઈ મ્યુનિસિપાલિટિ તથા ધારા-સભાના કેવળ હાથ ઉંચા કરનાર નહિ પરંતુ કર્તવ્યપરાયણ સભ્ય હતા. આ ઉપરાંત અનેક સામાજિક તથા સખાવતી સંસ્થાઓનું તેઓ હજીએ ચિવટાઇથી સંચાલન કરી રહ્યા છે. સરકારે એમની સેવાઓની કદર કરીને ૧૯૩૫ માં કે. બી. ઇ. નો ઇલ્કાબ આપ્યો હતો.

રાષ્ટ્રિય ઉદ્યોગોની ખિલવણીમાં તેમનો ફાળો મોખરે છે.

હિંદના મીલ, આયર્ન, સ્ટીલ, ઍાઇલ, સિમેન્ટ, બેંકિંગ તથા વિમા ઉદ્યોગમાં અગ્રસ્થાન ભોગવે છે; કેટલીએ મહાન ઔદ્યોગિક કંપનીઓના તેઓ પ્રમુખ તથા સંચાલક છે, લંડનની ગોળમેજી પરિષદમાં તેમને આમંત્રવામાં આવ્યા હતા.

" સર ફીરોઝશાહ મહેતાના જીવનચરિત્ર તથા " હિંદનુ ભાવિ રાજકારણ " પુસ્તકના તેઓ લેખક છે.



## શ્રી૦ મોરારભાઇ કરસનભાઇ પટેલ

**રા**ષ્ટ્રસેવા માંગે છે. કોઇની દોલત, ભણતર, કુળ કે દરજ્જાની એને દરકાર નથી; સંબંધ નથી. રયાદલાના ખેડુત શ્રી૦ મોરારભાઈ કરસનભાઇ પટેલ કેવળ માંડ માંડ ગુજરાતી ચાર ચોપડી ભણ્યા હશે.

એ વ્યકિત અને તે પણ ખેડુત ધારાસભાનો સભ્ય થાય એ તો મહાત્માજીએ કરેલા અનેક ધરતીકંપોમાંનો એક ધરતીકંપ કહેવાય. જેનામાં સેવાભાવ છે; રાષ્ટ્ર માટે વધારેમાં વધારે બળિદાન આપવાની શક્તિ છે તે વ્યકિત રાષ્ટ્રની દષ્ટિએ પ્રથમ દરજ્જો ધરાવે છે.



૧૯૨૧ ની સાલથી પિતાની પ્રેરણાએ તેઓ રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમાં પરોવાયા. મહાત્માજી અને સરદારશ્રીની વાણીની અસર એમના દિલમાં વિજળી વેગે થાય છે. એકની વાણી એ બીજાનું વર્તન.

૧૯૩૦-૩૨ ની લડતમાં ૬૫ વર્ષના પિતા, પોતે અને અન્ય કુટુંબીજનો જેલમાં ગયાં; દંડ અને આકરી સજાઓ હસતા ચહેરે સ્વિકારી અને અડધા લાખની જમીન ગુમાવી, દેશને ખાતર ફકીરી લેનારને આત્મભોગથી વધુ વહાલી વસ્તુ બીજી શી હોઇ શકે ?

હરિપુરા ખાતે ભરાયલી મહાસભાની બેઠક પ્રસંગે હિંદભરના ખેડુતોનું ભાવભીનું સ્વાગત કરવાનું કાર્ય એમને સોંપાયલું, ખેડુતોને લગતા કાયદા કાનુનો તથા તેમના હીતને લગતી બાબતમાં મહાસભાવાદી સરકાર એમની જ સલાહ લેતી.

તેઓ સ્વભાવે આનંદી તથા નિખાલસ છે.



## શ્રી૦ બળવંતરાય ઠાકોર

**અ**મદાવાદના કેળવણીક્ષેત્રમાં મહાન્ સેવાઓ બજાવનાર શ્રી૦ બળવંતરાય પી. ઠાકોરનો જન્મ ૧૮૭૮ ની સાલના ઑગસ્ટ માસની ૨૧ મી તારિખે અમદાવાદ ખાતે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં થએલો.

બંગભંગની ચળવળથી એમના જીવનમાં રાષ્ટ્રભાવના વધુ પ્રબળ બની અને સરકારી કેળવણી ખાતામાંથી તેમણે રાજીનામું આપી દઈ ૧૯૦૮ની સાલમાં પ્રોપ્રાયટરી હાઇસ્કુલની સ્થાપના કરી. ૧૯૨૦ ની અસહકારની ચળવળ દરમ્યાન આ શાળાને ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડી દેવામાં આવી હતી.



અમદાવાદ મ્યુનિસિપાલિટિની સ્કુલ બોર્ડના પ્રમુખ તરિકે તેમણે અમદાવાદની મહાન સેવાઓ બજાવી છે. રાષ્ટ્રભાવનાના કારણે સરકાર તરફથી અનેક વેળાએ મુશ્કેલીઓ નાંખવામાં આવી હતી પરંતુ તેનો તેમણે દૃઢતાપૂર્વક સામનો કર્યો હતો. ૧૯૩૪ માં તેઓ અમદાવાદ મ્યુનિ૦ ના પ્રમુખ તરિકે ચુંટાયા હતા.

૧૯૩૦–૩૨ ની લડતમાં તેમનો સક્રિય ફાળો હતો. ધરાસણાની

ધાડ વેળાએ એમની સરદારી હેઠળ એક ટુકડી ધરાસણા ગઈ હતી. આ લડત દરમ્યાન તેમણે સજાઓ ભોગવી હતી.

ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિ તથા અમદાવાદ મ્યુનિ૰ની તેઓ વર્ષોથી સેવા બજાવતા આવ્યા છે. ગત ધારાસભાની ચુંટણીમાં તેમને ફતેહમદ બનાવી જનતાએ એમની સેવાઓની યોગ્ય કદર કરી છે.



## શ્રીમતિ સુલોચનાબ્હેન મોદી

શ્રીમતિ સુલોચનાબ્હેન મોદી મુંબઇની મહિલા પ્રવૃત્તિઓમાં સક્રિય ફાળો આપી રહ્યાં છે. પોતે એમ. એ. હોઇ સ્ત્રીકેળવણીમાં ઘણુ સારો ઉત્સાહ ધરાવે છે.



અનેક મહિલા સંસ્થાઓમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે.

મ્યુનિસિપલ સ્કુલ્સ કમિટિનાં સભ્ય છે તથા સારાં વક્તા છે.



## શ્રીમતિ કાન્તાબ્હેન ખાંડવાળા

શ્રીમતિ કાન્તાબ્હેન ખાંડવાળા મુંબઈની મહિલા પ્રવૃતિઓમાં આગળ પડતો ભાગ લઈ રહ્યાં છે. તેઓ મહિલા, સામાજિક તથા કેળવણી સંસ્થાઓમાં મહત્વનું સ્થાન ભોગવે છે.



મહાસભાની પ્રવૃત્તિઓમાં પણ તેમનો સક્રિય ફાળો છે. મુંબઈના જાણીતા સૉલિસિટર તથા મહાસભાવાદી આગેવાન શ્રી૦ નગીનદાસ માસ્તરનાં તેઓ પુત્રી છે.

મુંબઈ મ્યુનિસિપલ સ્કુલ્સ કમિટિનાં સભ્ય છે.

૧૯૨૬ માં બી. એ. બન્યા બાદ અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ અગ્રભાગ લેતાં આવ્યાં છે. ધગશ અને ઉત્સાહ બેઉ તેમનામાં છે.

## શ્રીમતિ કપિલાબ્હેન ખાંડવાળા

શ્રીમતિ કપિલાબ્હેન તુલજારામ ખાંડવાળા મુંબઈની મહિલા પ્રવૃત્તિઓમાં સારો ઉત્સાહ ધરાવે છે. અનેકવિધ સંસ્થાઓમાં મહત્વનું સ્થાન ભોગવે છે. તેઓ જ્ઞાતિએ લાડ વાણીઆ છે.

યુરોપનો બે વખત પ્રવાસ આદરી ત્યાંની સામાજિક તથા કેળવણીવિષયક સંસ્થાઓની મુલાકાત લીધી હતી અને ૧૯૩૭ ના પ્રવાસ દરમ્યાન ટોકીઓ ખાતે મળેલી " વિશ્વ કેળવણી પરિષદ્ "માં હિંદના પ્રતિનિધિ તરિકે હાજરી આપી હતી.



એમનામાં ધગશ તથા કાર્યશકિત છે. સચોટ વકતા પણ છે.

બી. એ. તથા બી. ટી. ની પરિક્ષાઓ માન સાથે પસાર કરી છે. " વનિતા વિશ્રામ ટ્રેનિંગ કૉલેજ "ના પ્રિન્સિપાલ તરિકે ૧૯૩૮ મા તેમની નિમણુંક થઇ હતી.

⁂

## શ્રી૰ પુરૂષોત્તમ ચૌહાણ

સુરત જીલ્લાના સુહૃદયી હરિજન સેવક શ્રી૰ પુરૂષોત્તમ લાલજી ચૌહાણનો જન્મ ૧૯૦૯ ની સાલના ડિસેંબર માસની ૨૦ મી તારીખે સુરત જીલ્લામાં આવેલ હસપુરમાં થયો હતો.



સુરત જીલ્લાના હરિજન સેવક તરિકે તેઓ જાણીતા છે. હરિજનોને જ્યાં જ્યાં મુશ્કેલી પડે ત્યાં ત્યાં દોડી જઈ તેમણે અનેકવિધ સેવાઓ બજાવી છે. રાષ્ટ્ર આંદોલનોમાં પણ તેમનો મહત્વનો હિસ્સો છે. ગત સત્યાગ્રહની લડત દરમ્યાન જેલયાત્રા ભોગવી હતી.

તેઓ જાતે હરિજન છે અને હરિજન સેવા માટે હંમેશાં ગૂંથાયલા રહે છે. એમની સેવાઓની કદરમાં જનતાએ ગત ધારાસભાની ચુંટણીમાં ધરખમ પક્ષોને નિષ્ફળ બનાવી આ હરિજન સેવકને સફળતા અપાવી હતી.

## શ્રી૦ છોટુભાઈ પુરાણી

ગુજરાતના ચુસ્ત મહાસભાવાદી, મહાન વ્યાયામપ્રચારક તથા મૂંગા સેવક શ્રી૦ છોટુભાઈ બાળકૃષ્ણ પુરાણીનો જન્મ ૧૮૮૮ની સાલમાં ડાકોર મુકામે થયેલો.

વડોદરા તથા લાહોરની કૉલેજોમાં પ્રોફેસર તરીકે વર્ષો સુધી સેવા બજાવી એ ઉજ્જ્વળ આશાઓ આપતા ક્ષેત્રને તેમણે સ્વેચ્છાએ તિલાંજલિ આપી. ભરૂચને સ્વધામ બનાવ્યું. ભરૂચમાં કેળવણી મંડળની સ્થાપના કરી અને એ મંડળ હસ્તક ચાલતી હાઇસ્કુલના મુખ્ય અધ્યાપક બન્યા. અસહકારની ચળવળ દરમ્યાન સરકારી બંધનો ફગાવી દઇ એ શાળાને ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડી દેવામાં આવી હતી.



૧૯૨૬–૩૦ સુધી સેવાશ્રમમાં છાત્ર વિદ્યાલયનું સંચાલન કર્યું.

૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહમાં ગામડે ગામડે ફરીને મહાસભાની લડતની જ્યોત સળગાવી. સરકારે એમને કારાવાસમાં ધકેલી દીધા.

૧૯૨૭ ની સાલના જળપ્રલય પ્રસંગે તેમણે બજાવેલી મહાન સેવાઓ આજે પણ જનતા વિસરી શકતી નથી. આજે

તેઓ ગુજરાતભરમા વ્યાયામનો પ્રચાર કરી રહ્યા છે. , માયકાંગલી જનતાને સશક્ત અને ધૈર્યવાન બનાવવાની ઉત્કંઠા પાર પડો.

તેઓ અમદાવાદ મ્યુનિસિપલ વ્યાયામ પ્રવૃત્તિના સલાહકાર, ગુજરાત વ્યાયામ સમિતિના મંત્રી તથા ધારાસભાના સભ્ય છે.

મહાસભાના ખડતલ સૈનિકોની હરોળમા એમનું સ્થાન મોખરે છે.



## સર મહેરઅલી ચીનાઇ

મુંબઇ મ્યુનિ૦ કોરપોરેશનના માજી મેયર સર મહેરઅલી ચીનાઇનો જન્મ ૧૮૮૨ ની સાલના ફેબ્રુઆરી માસની અગીઆરમી તારિખે ખોજા કોમમાં મુંબઇ ખાતે થયેલો.

સામાન્ય અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરી તેઓ પોતાની મોટર અને રેડીઓનો ધંધો કરતી "એફ. એમ. ચીનાઈ એન્ડ કંપની લી૦"માં જોડાઇ ગયેલા જેની ડિરેક્ટર બોર્ડના તેઓ અત્યારે ચેરમેન છે. આ ઉપરાંત ખાંડ, વિમા, બેંક સિમેન્ટ, સ્ટિમ નેવીગેશન, પેપર્સ, મેચીસ વિગેરે રાષ્ટ્રિય ઔદ્યોગિક કંપનીઓના ડિરેક્ટર છે.



લગભગ ૧૯૧૪ થી તેમણે જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લેવા માંડયો અને ૧૯૧૫ માં તેઓ મ્યુનિસિપલ કોરપોરેશનના સભ્ય તરિકે ફત્તેહમંદ નિવડયા હતા. ૧૯૨૯ સુધી મ્યુનિ૦ કાઉન્સિલર તરિકે શહેરી સેવાઓ બજાવી જે દરમ્યાન સ્ટેન્ડિંગ કમિટિના ચેરમેન તથા મુબઈના મેયર તરિકે ચુંટાયા હતા. ૧૯૩૧ માં ધારાસભાની ચુંટણીમાં ચુંટાઇ આવ્યા હતા. ત્યાર બાદ સરકાર તરફથી વડી ધારાસભામાં તથા ૧૯૧૪-૧૮ ની સાલ દરમ્યાન સરકાર તરફથી નિમાયેલ કમિટિઓમાં સભ્ય તરિકે નિમણુંક થઈ હતી.

ઉપરાંત વેપારી બાબતોમાં તેના સલાહકાર હોવાનું માન તેઓ ધરાવે છે. સરકારે તેમની સેવાઓની કદર કરી ઇલકાબોની નવાજેશ કરી.

રૉયલ ઇન્ડિઆ ટર્ફ કલબ લી૦, ધી મોશન પિકચર્સ સોસાયટિ ઓફ ઇન્ડિઆ અને સેફટી ફર્સ્ટ એસોસીએશન ઓફ ઇન્ડિઆના તેઓ પ્રમુખ છે. સ્વ. સર ફીરોઝ શેઠનાએ તેમની શક્તિ પર પ્રશંસાના પુષ્પો વેર્યાં ।



## શ્રી૦ ગોકુલભાઈ ભટ્ટ

શ્રી૦ ગોકુલભાઈ દોલતરામ ભટ્ટનો જન્મ ૧૮૯૮ માં થયેલો.

કૉલેજના મોજીલા જીવનને છોડીને તેઓ મહાસભામાં જોડાઇ ગયા હતા. ૧૯૧૭ થી તેઓ રાષ્ટ્રિય તથા રાજસ્થાની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા આવ્યા છે. ગત્ રાષ્ટ્રિય ચળવળમાં તથા શિરોહી સત્યાગ્રહમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અને જેલયાત્રાઓ ભોગવી હતી.



રાષ્ટ્રિય, સામાજિક, સાહિત્યિક, હરિજન તથા મ્યુનિસિપલ પ્રવૃત્તિમાં મચેલા રહે છે.



## શ્રી૦ અશોક મહેતા

**શ્રી૦** અશોક મહેતા મહાસભા સમાજવાદી પક્ષના આગેવાન કાર્યકર્તા છે.



મહાસભા, મજુર તથા વિદ્યાર્થી ચળવળમાં તેઓ અત્યારે પરોવાઈ ગયા છે. રાષ્ટ્રસેવા માટે યાતનાઓ ભોગવતાં પાછી પાની કરવાની ભાવના એમનામાં નથી.

મ્યુનિસિપલ કૉર્પોરેશનના સભ્ય છે.

## શેઠ શ્રી૦ હરિદાસ અમરશી

મુંબઇના આગેવાન વેપારી શેઠ શ્રી૦ હરિદાસ માધવદાસ અમરશીનો જન્મ દેલવાડા મુકામે લગભગ ૧૮૮૪ ની સાલમાં થયો હતો.

૧૯૦૩ માં મેટ્રિક પાસ થઇ કૉલેજમાં જોડાયા પરંતુ વેપાર તરફ એમનું મન દિનપ્રતિદિન વધુ ને વધુ ઢળતાં તેઓ અઢાર વર્ષની ઉંમરે પોતાના વડીલોની પેઢીમાં જોડાઇ ગયા. બુદ્ધિ અને સાહસના સુમેળથી તેમણે પોતાનું ક્ષેત્ર વધુ વિશાળ બનાવ્યું.



" ઇસ્ટ ઇન્ડિઆ કોટન એસોસીએશન " ની સ્થાપના અને ખિલવણીમાં તેમનો હિસ્સો નોંધને પાત્ર છે. શ્રી૦ હરિદાસ શેઠ એટલે એ સંસ્થાની પ્રેરણા અને પ્રાણ બન્ને. આજ પંદર વરસોથી એ સંસ્થાના તેઓ ઉપપ્રમુખ તથા ડિરેકટર છે.

આ ઉપરાંત બોમ્બે યાર્ન એક્ષચેન્જ લી૦ ના પ્રમુખ તથા ડિરેકટર, સેંટ્રલ બેંક ઓફ ઇન્ડિઆ લી૦ એસોસીએટેડ સિમેંટ કંપની લી૦, હાઇડ્રો ઇલેકટ્રીક કંપની લી૦, મહારાષ્ટ્ર સુગર કંપની લી૦, ભારત તથા મધુસુદન મિલ્સ લી૦ ના ડિરેકટર છે. આમ રાષ્ટ્રિય ઉદ્યોગમાં પણ તેમનું સ્થાન

મોખરે છે. "ચલણ" વિષયમાં નિષ્ણાત તરીકેની તેઓ ખ્યાતિ ધરાવે છે.

અંધેરી ખાતેની "માધવદાસ અમરશી હાઇ સ્કુલ" એમની ઉદાર સખાવતનું પરિણામ છે. પોતાના પિતાના સ્મરણાર્થે એ શાળાની સ્થાપના માટે રૂપિઆ ૧,૨૦,૦૦૦ આપ્યા હતા.

હિંદી વેપાર ઉદ્યોગનો વિકાસ એ જ ધ્યેય.



## શ્રી૦ મોતિલાલ વીણ

ગુજરાતના જાણીતા મહાસભાવાદી શ્રી૦ મોતિલાલ હરગોવનદાસ વીણનો જન્મ ભરૂચ ખાતે ભાર્ગવ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.

અનેક મુશ્કેલીઓનો સામનો કરીને એમને વિદ્યાર્થીજીવન વ્યતિત કરવું પડેલું. ગરિબાઇમાંથી વકિલ થયા.



ભરૂચ જીલ્લાના આગેવાન વકિલોમાં એમનું સ્થાન મોખરે છે; સારી વકિલાત જમાવી છે. પરંતુ જ્યારે જ્યારે મહાસભાની હાકલ પડે છે ત્યારે ત્યારે મહાસભાના સાચા સૈનિક તરીકે તેઓ તૈયાર રહે છે. અનેક વેળાએ ધીકતી કમાણીને ઠોકર મારીને જેલની આકરી સજાઓ ભોગવી છે. કુટુંબનું શું થશે? એ પ્રશ્ન કદિએ રાષ્ટ્રસેવાની આડે લાવ્યા નથી.

ભરૂચના સામાજિક તેમજ રાજકિય પ્રવૃત્તિઓમાં તેઓ માનભર્યું સ્થાન ધરાવે છે. સ્વભાવે નિખાલસ તથા નિરાડંબરી. રાષ્ટ્રસેવા તથા જનકલ્યાણ એ જ ધ્યેય. જનતાના "મોતુભાઈ."

## શ્રી૦ શાંતિલાલ શાહ

મહાસભા સમાજવાદી પક્ષના જાણીતા યુવાન કાર્યકર્તા શ્રી૦ શાંતિલાલ હરજીવનદાસ શાહનો જન્મ



ભરુચ જીલ્લામાં આવેલા આમોદ મુકામે ૧૮૯૬ ની સાલના ઑગસ્ટ માસની ૩૦ મી તારિખે થયેલો.

ગત્ સત્યાગ્રહની લડતમાં તેમણે લાંબો કારાવાસ ભોગવ્યો હતો. ઉપનગર જીલ્લા મહાસભા સમિતિ તથા મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિમાં તેઓ માનભર્યું સ્થાન ધરાવે છે.

મહાસભા સમાજવાદી પક્ષની સ્થાપનાથી તે પક્ષના અગ્રણી સભ્ય તથા કાર્યકર્તા થઇ પડયા છે.

ગત્ અપર કાઉન્સિલની ચુંટણીમાં તેઓ યશસ્વી નિવડયા હતા.



## શ્રી૦ માધવલાલ ભટ્ટ

**જા**ણીતા સામ
માધવલાલ મકનજી ભટ્ટનો જન્મ ૧૮૮૬ ની સાલના ઑકટોબર માસની ૨૨ મી તારિખે કચ્છભુજમાં મોઢ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.

ભુજની આલ્ફ્રેડ હાઈ સ્કુલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરી તેઓ ૧૯૦૫ માં ધંધાર્થે મુંબઇ આવ્યા અને કોલસાની ફર્મમાં પ્રથમ નોકરીએ જોડાયા. એમની વિશાળ બુદ્ધિ કેવળ નોકરી કરવા સરજાયલી ન હતી. ૧૯૨૪ માં તેમણે પોતાના નામથી "માધવલાલ એન્ડ કુંપની" નામની ખાનગી લિમિટેડ કંપનીની શરૂઆત કરી. જે કંપની આજે હિંદની અન્ય કોલસાની કંપનીઓમાં અગ્રસ્થાન ભોગવે છે. ધંધાનો વિકાસ એમના બહોળા અનુભવ અને કુશળ બુદ્ધિને જ આભારી છે.



લક્ષ્મિ કેટલાકને મોજશોખના માર્ગે દોરે છે જ્યારે કેટલાકને સેવામાર્ગે દોરે છે. શ્રી૦ માધવલાલ શેઠે ધંધામાંથી સારી કમાણી પ્રાપ્ત કરી અને સાથે સાથે સેવામાર્ગે વળ્યા. નિરાધાર વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવામાં તથા તેમના માટે છાત્રાલયો ઉભાં કરવામાં, ગરિબો માટેના નિવાસસ્થાનોના બાંધકામોમાં એમની સેવાઓ સમર્પણ થયેલી છે. દુષ્કાળ અને જળપ્રલય પ્રસંગે પણ મદદ કરેલી. સામાજિક સંસ્થાઓ પ્રત્યે

તેમની હરહંમેશ સહાનુભૂતિ હોય જ. સરકારે એમની સેવાઓની કદર કરી અને એમને ૧૯૨૬ માં જે. પી. તથા ઓનરરી મેજીસ્ટ્રેટ બનાવ્યા.

તેઓ બોમ્બે કો-ઑપરેટીવ ઇન્સ્યુરંસ સોસાયટિ, ખાર જીમખાના તથા ખાર એજ્યુકેશનલ સોસાયટિના સ્થાપક તથા સંચાલક, ફૉર્ટ એન્ડ ડિવિઝનલ ઇન્સ્ટિટ્યુટસ તથા ઇન્ડિઅન ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના પ્રમુખ, ઇન્ડિઅન મરચંટસ ચેંબર, ચિલ્ડ્રન્સ એઈડ સોસાયટિ તથા સાહિત્ય સંસદના સભ્ય છે. ઉપરાંત અન્ય અનેક સંસ્થાઓ સાથે એમનું જીવન સંકળાયલું છે.

૧૯૩૧ તથા ૩૭ ની સાલમાં યુરોપ તથા અમેરિકાનો પ્રવાસ ખેડયો હતો. ૧૯૩૭ ની સાલમાં બર્લિન ખાતે મળેલી, આંતરરાષ્ટ્રિય વેપારી મંડળોની પરિષદ્‌માં હિંદી વેપારી મંડળના પ્રતિનિધિ તરિકે હાજરી આપી હતી. ઉપરાંત આ પ્રવાસો દરમ્યાન તેમણે ધંધા અંગે સારો અનુભવ મેળવ્યો. અમેરિકાની વેપારી આલમે સત્કાર કર્યો.

શ્રી૦ માધવલાલભાઈ સુધારક વિચારના છે. તેમણે ૧૯૩૭ ની સાલમાં આંતરજ્ઞાતિય લગ્ન કર્યું હતું. તેઓ સ્વભાવે સરળ, આનંદી અને મળતાવડા છે.



## શ્રીમતિ રતનબ્હેન મહેતા

**શ્રી**મતિ રતનબ્હેન મહેતા મુંબઇની મહિલા ચળવળમાં અગ્રસ્થાન ભોગવે છે.



અનેક મહિલા સંસ્થાઓ સાથે એમનું જીવન સંકળાયલું છે. વૃદ્ધાવસ્થાએ એમના પ્રવૃત્તિઓને મંદ બનવા દીધી નથી. એ એમના જીવનની વિશિષ્ટતા. તેઓ લેખક તથા વકતા છે.

મહિલા ઉત્કર્ષ તથા રાષ્ટ્રસેવા એ જ ધ્યેય.



## શ્રીમતિ તારાબ્હેન માણેકલાલ

મુંબઇના આગેવાન સ્ત્રીકાર્યકર શ્રીમતિ તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદનો જન્મ ૧૮૯૮ ની સાલમાં થએલો.

મુંબઇની અનેક સ્ત્રીસંસ્થાઓ સાથે એમનું જીવન સંકળાયલું છે તથા તેમાં જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે. અખિલ હિંદ મહિલા પરિષદના જવાબદાર કાર્યકર્તા છે અને તેના પ્રતિનિધિ તરીકે પેરીસ તથા યુગોસ્લેવીઆ ખાતે મળેલી આંતરરાષ્ટ્રિય મહિલા પરિષદમાં હાજરી આપી હતી જેના ઉપપ્રમુખ તરીકેનું માન તેમને સાંપડ્યું હતું.



સરકારે એમની સેવાઓની કદર કરીને એમને જે. પી. તથા ઓનરરી મેજીસ્ટ્રેટ બનાવ્યા.

સ્વભાવે શાંત તથા નિરાડંબરી.

## શ્રીમતિ હીરાબાઇ તાતા.

શ્રીમતિ હીરાબાઈ તાતાનો જન્મ ૧૮૭૯ ની સાલમાં મુંબઇ ખાતે થયેલો.

મુંબઇ અને લંડનમાં કેળવણી લીધી અને મહિલા તથા સામાજિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા લાગ્યાં.



કન્યાઓને સ્વાશ્રયી બનાવી શકાય તથા સાથે સાથે ઉંચી કેળવણી આપી શકાય એવા વિચારે એમણે વિમેન્સ ઇન્ડિઅન એસોસીએશનની સ્થાપના કરી છે.

દુષ્કાળ, રેલ અને ધરતિકંપના સમયમાં કુળાઓ ઉઘરાવવામાં તેમણે સુંદર સેવાઓ આપી છે. એમના પુત્રિ શ્રીમતિ મીઠાંબાઇ લામ બાર-એટ-લો જ્યારે વિલાયત હિંદી સ્ત્રીઓના મતાધિકાર માટે લડત ચલાવવા ગયાં ત્યારે તેઓ પણ તેમની સાથે ગયાં હતા અને પુત્રિને મદદરૂપ થયાં હતાં.



## શ્રી૦ જીવણલાલ દિવાન

**શ્રી૦** જીવણલાલ હરિપ્રસાદ દિવાનનો જન્મ ૧૮૭૭ ની સાલના માર્ચ માસની ૨૭ મી તારિખે અમદાવાદમાં થયેલો.



એમ. એ., એસ. ટી. સી. બની ૧૯૦૦ ની સાલમાં સરકારી નોકરીમાં જોડાયા પરંતુ ૧૯૦૭ ની સાલમાં સરકારી નોકરીને લાત મારીને તેમણે શ્રી૦ બી. પી. ઠાકોર સાથે પ્રોપ્રાયટરી હાઈસ્કુલ કાઢી.

વર્ષોથી મહાસભાની પ્રવૃત્તિમાં સક્રિય ફાળો આપતા આવ્યા છે. સને ૧૯૨૫ થી ૩૨ સુધી તેઓ ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી હતા. ૧૯૩૦–૩૨ ની લડત દરમ્યાન જેલયાત્રા ભોગવી હતી.

તેઓ એક સચોટ લેખક પણ છે.



સ્વદેશી માર્કીટની અન્ય સહકાર્યકરો સાથે સ્થાપના કરી જેના મુખ્ય સંચાલકોમાંના તેઓ એક છે, રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસ માટે તન, મન અને ધનથી સેવાઓ અર્પી રહ્યા છે. આ ઉપરાંત કેટલીએ ઔદ્યોગિક, સામાજિક તથા કેળવણીની સંસ્થાઓમાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે જે તેમની કાર્યદક્ષતાને આભારી છે.

૧૯૩૦-૩૨ ની ચળવળમાં જેલયાત્રા ભોગવી હતી. રાષ્ટ્રિય ઉદ્યોગોનો ઉત્કર્ષ એ જ ધ્યેય.



<u>શ્રી૦ ઝાબવાલા</u>

**શ્રી૦** એસ. એચ. ઝાબવાલા મુંબઇના જાણીતા કામદાર નેતા છે. તેમણે અનેક મજુર સંસ્થાઓ સ્થાપી છે. તથા એ વર્ગમાં જાગ્રતિ આણી છે.

એમના જીવનની શરૂઆત શિક્ષક તરિકે થઇ હતી. પરંતુ એમના સેવાભાવી દિલે એમને એ ક્ષેત્રમાં વધુ વખત ટકવા ન દીધા. મજુર અને ખેડુત પ્રવૃત્તિમાં પરોવાઇ ગયા. એમનામાં ધગશ છે અને ઉપાડેલા કાર્યને છેવટ સુધી વળગી રહેવાની ચીવટાઈ છે.



મીરત કાવત્રાં કેસમાં તેઓ સંડોવાયા હતા.

મુંબઈ મ્યુનિ૦ કૉર્પોરેશન તથા ધારાસભાના સભ્ય તરિકે વર્ષોથી ચુંટાતા આવ્યા છે. એમનો અભ્યાસ એમ. એ. સુધીનો છે.

## શ્રી૦ આબીદઅલી જાફરભાઇ

**શ્રી૦** આબીદઅલી જાફરભાઈને જીવનની શરૂઆત એક કુલી તરિકે થઇ હતી. એમણે પોતાના જીવનને અનેકવિધ યાતનાઓ સહન કરીને પ્રગતિના માર્ગે મૂક્યું છે.

૧૯૧૭ ની સાલમાં સરકારી નોકરીમાં જોડાયા અને સાથે સાથે નાના પાયા પર ધંધાની શરૂઆત કરી. કર્તવ્યપરાયણતાએ માર્ગ મોકળો કરી આપ્યો. દિનપ્રતિદિન આબાદી થતી હતી.



અસહકારની ચળવળ દરમ્યાન સરકારી નોકરીમાંથી રાજીનામું આપી મહાસભામાં જોડાઇ ગયા. નાગપુર સત્યાગ્રહ તથા ૧૯૩૦–૩૨ ની લડતમાં ભાગ લેવા માટે સરકારે તેમને જેલના મહેમાન બનાવ્યા હતા. ૧૯૩૧ માં દારૂનાં પીઠાં આગળ પિકેટીંગ કરતાં તેમને ગોળી લાગી હતી. જેના પરિણામે તેમનો પગ ભાંગી ગયો હતો. તેઓ નિડર અને સ્વાતંત્ર્યપ્રેમી છે.

૧૯૩૩–૩૪ ના બિહાર ધરતિકંપ વેળાએ ઉમદા સેવાઓ બજાવી હતી. મહાસભામાં તેઓ જવાબદારીભર્યો ઓદ્ધો ભોગવતા હતા પરંતુ મતભેદ પડતાં તેમાંથી તેમણે રાજીનામું આપ્યું છે.

卐

## શેઠ શ્રી૦ વલ્લભદાસ નાથા

પીડિત જનતાના હૃદય ચિરતાં આક્રંદો જ્યારે કાને પડતાં હોય અને મૂંગા પ્રાણીઓનો તરફડાટ જ્યારે દૃષ્ટિગોચર થતો હોય તેવા સમયમાં જો પૂંજીપતિઓ પૂંજીનો ઉપયોગ ન કરે તો તેઓને પૂંજીપતિઓ નહિ પરંતુ કસાઇ સમજવા; ધનવાન નહિ ભંડારી સમજવા. શેઠ શ્રી૦ વલ્લભદાસ કરમનદાસ નાથા કરોડપતિ છે છતાં લક્ષ્મિદેવીએ અન્ય ધનવાનોની જેમ એમને ઘમંડી બનાવ્યા નથી. એમની સખાવતોનાં વહેણ વલ્વાઓથી વહેતાં આવ્યાં છે. એમનો જન્મ લગભગ ૧૯૮૨-૮૩ ની સાલમાં ભાટીયા જ્ઞાતિમાં મુંબઇ ખાતે થયેલો.



એમણે ઝાઝો અભ્યાસ કર્યો નથી છતાં એમનામાં ઉંચા સસ્કાર છે. મનુષ્ય ધર્મ માટે ઉંચી ભાવના છે. આજીવિકા કે વધુ ધન કમાવાની ચિંતા નથી. વડીલો તરફથી મળેલી લાખોની મિલ્કતોનો વહીવટ કરવામાં તથા ધાર્મિક પ્રવૃત્તિમાં તેઓ ગૂંથાયલા રહે છે. સ્વભાવે શાંત તથા માયાળુ છે. ખોટી ખટપટોથી હરહંમેશ દૂર રહે છે છતાં જ્ઞાતિ અને સમાજમાં ઉંચો દરજ્જો ધરાવે છે.

પોતાની સખાવતોથી વલ્વાઓની સખાવતી કીર્તિને વધુ ઉજ્જ્વળ બનાવી છે. ભાટિઆ જનરલ હોસ્પિટલ તથા કચ્છ ક્ષય

સેનેટોરીઅમ એમની લાખોની સખાવતોનાં સેવાધામ છે. આ ઉપરાંત દુષ્કાળ અને સંકટના પ્રસંગોએ તેમણે હજારોની સખાવતો કરેલી છે. કચ્છ ગુજરાત અને કાઠિઆવાડના તાજેતરના દુષ્કાળ પ્રસંગે માનવજાતિ તથા મૂંગા પશુઓની વ્હારે ધાયા હતા. એમની સેવાઓની કદરમાં એમના માનમાં માધવબાગમાં ભવ્ય મેળાવડો યોજાયો હતો. જે પ્રસંગે ધરમપુરના ના૰ મહારાજાએ એમની સેવાઓને અંજલિ આપતાં જણાવ્યું હતું કે "શેઠ શ્રી૰ વલ્લભદાસ નાથા જેવી સેવાભાવી વ્યક્તિને માનપત્ર અર્પણ કરવાના મેળાવડાનું પ્રમુખસ્થાન લેતાં હર્ષ થાય છે; એમની સેવાઓની કદર કરવાની તક મળવા સદ્ભાગ્ય સમજું છું. અન્ય ધનવાનો એમની ભાવનામાંથી પ્રેરણા લે."

## વૈદરાજ શ્રી૰ જાદવજી

**આ**યુર્વેદમાર્તંડ વૈદરાજ શ્રી૰ જાદવજી ત્રિકમજી આચાર્યનો જન્મ ૧૮૮૨ ની સાલમાં પોરબંદર ખાતે થયેલો. એમના પિતા શ્રી૰ ત્રિકમજી રાજવૈદ્ય તરિકેની ખ્યાતિ ધરાવતા હતા. આયુર્વેદ યુનાની તથા સંસ્કૃતનો તેમનો ઉંડો અભ્યાસ છે.



હિંદના આયુર્વેદના ઉત્કર્ષમાં તેમનો ફાળો કિમતી છે. ૧૯૨૫ માં હરદ્વાર ખાતે મળેલા નિખિલ ભારતવર્ષિય વૈદ્ય સંમેલનના પ્રમુખ તરિકે તેમની પસંદગી થયેલી તથા પંડિત મદનમોહન માલવિયાજીએ તેમને કાશી હિંદુ વિશ્વવિદ્યાલયની આયુર્વેદ કૉલેજના પ્રિન્સિપાલ તરિકે નિમેલા. પરંતુ નાદુરસ્ત તબીઅતના કારણે તેમને મુંબઇ પાછા ફરવું પડેલું.

મુબઇ ખાતે ૧૯૧૧ માં આયુર્વેદીય પાઠશાળાની તેમણે સ્થાપના કરેલી. આયુર્વેદ ગ્રંથોના સંશોધક લેખક તથા પ્રકાશક તરિકેની તેઓ માનભરી ખ્યાતિ ધરાવે છે.



સેનેટોરીઅમ એમની લાખોની સખાવતોનાં સેવાધામ છે. આ ઉપરાંત દુષ્કાળ અને સંકટના પ્રસંગોએ તેમણે હજારોની સખાવતો કરેલી છે. કચ્છ ગુજરાત અને કાઠિઆવાડના તાજેતરના દુષ્કાળ પ્રસંગે માનવજાતિ તથા મૂંગા પશુઓની વ્હારે ધાયા હતા. એમની સેવાઓની કદરમાં એમના માનમાં માધવબાગમાં ભવ્ય મેળાવડો યોજાયો હતો. જે પ્રસંગે ધરમપુરના ના૦ મહારાજાએ એમની સેવાઓને અંજલિ આપતાં જણાવ્યું હતું કે " શેઠ શ્રી૦ વલ્લભદાસ નાથા જેવી સેવાભાવી વ્યક્તિને માનપત્ર અર્પણ કરવાના મેળાવડાનું પ્રમુખસ્થાન લેતાં હર્ષ થાય છે;. એમની સેવાઓની કદર કરવાની તક મળવા સદ્દભાગ્ય સમજું છું. અન્ય ધનવાનો એમની ભાવનામાંથી પ્રેરણા લ્યે. "



## વૈદ્યરાજ શ્રી૦ જાદવજી

આયુર્વેદમાર્તંડ વૈદ્યરાજ શ્રી૦ જાદવજી ત્રિકમજી આચાર્યનો જન્મ ૧૮૮૨ ની સાલમાં પોરબંદર ખાતે થયેલો. એમના પિતા શ્રી૦ ત્રિકમજી રાજવૈદ્ય તરિકેની ખ્યાતિ ધરાવતા હતા. આયુર્વેદ યુનાની તથા સંસ્કૃતનો તેમનો ઉંડો અભ્યાસ છે.



હિંદના આયુર્વેદના ઉત્કર્ષમાં તેમનો ફાળો કિંમતી છે ૧૯૨૫ માં દરદાર ખાતે મળેલા નિખિલ ભારતવર્ષિય વૈદ્ય સંમેલનના પ્રમુખ તરિકે તેમની પસંદગી થયેલી તથા પંડિત મદનમોહન માલવિયાજીએ તેમને કાશી હિંદુ વિશ્વવિદ્યાલયની આયુર્વેદ કૉલેજના પ્રિન્સિપાલ તરિકે નિમેલા. પરંતુ નાદુરસ્ત તબીએતના કારણે તેમને મુંબઇ પાછા ફરવું પડેલું.

મુંબઇ ખાતે ૧૯૧૧ માં આયુર્વેદીય પાઠશાળાની તેમણે સ્થાપના કરેલી. આયુર્વેદ ગ્રંથોના સંશોધક લેખક તથા પ્રકાશક તરિકેની તેઓ માનભરી ખ્યાતિ ધરાવે છે.



## શ્રી૦ રણધીર દેશાઈ

શ્રી૦ રણધીર પ્રસન્નવદન દેસાઇનો જન્મ ૧૯૦૭ ની સાલના જુન માસની ૨૭ મી તારિખે સુરત ખાતે નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.

તેઓ સુરત મ્યુનિસિપાલિટિના સભ્ય અને તેના પ્રજા પક્ષના સંચાલક, બાળલગ્ન વિરોધક મંડળના પ્રમુખ તથા સુરત જીલ્લા મહાસભા સમિતિના ઉપપ્રમુખ છે.



૧૯૩૦–૩૨ ની લડતમાં વકિલાતના ધંધાને પડતો નાખી આઝાદીયજ્ઞમાં ઝંપલાવ્યું હતું. જે દરમ્યાન જેલના મહેમાન બન્યા હતા તથા રૂપીઆ પાંચસોનો દંડ ભોગવ્યો હતો. ધારાસભાની ગત્ ચુંટણીમાં સફળતા મેળવી હતી.

આ ઉત્સાહી મહાસભાવાદી કાર્યકર સુરત જીલ્લાની વધુ મહાન સેવાએ બજાવા ભાગ્યશાળી નિવડે એમ જનતા ઇચ્છે છે.

## શેઠ શ્રી૦ મથુરાદાસ વિસનજી

**મા**જી ગણપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદ તરફથી યોજવામાં આવેલ બિહાર ભૂકંપ ફંડના પ્રમુખ સ્થાનેથી કિંમતી સેવાઓ અર્પનાર શેઠ શ્રી૦ મથુરાદાસ વિસનજીનો જન્મ મુંબઈના આગેવાન ભાટીઆ વેપારીને ત્યાં ૧૮૮૧ ની સાલમાં થયેલો.



પિતાશ્રીએ સ્થાપેલ વિશાળ વેપાર રોજગારમાં તેઓ કેવળ અઢાર વર્ષની વયે જોડાઈ ગયા. પુત્રની કાબેલીયતથી પિતાને પણ સંતોષ થયો અને ૧૯૧૨ માં શેઠ શ્રી૦ વિસનજી ધંધામાંથી નિવૃત્ત થયા. શેઠ શ્રી૦ મથુરાદાસના હાથમાં બહોળા ધંધાની જવાબદારી આવી પડી અને તેને વધુ ખિલવ્યો. તેઓ આટાનો આંતરરાષ્ટ્રિય વેપાર ધરાવે છે; વૉલેસ ફ્લોર મિલ્સ કું. લી૦ હિંદ તેમજ વિદેશમાં મશહુર છે, ઉપરાંત અન્ય રાષ્ટ્રિય ઉદ્યોગોની ખિલવણીમાં ઉંડો રસ ધરાવે છે. સંખ્યાબંધ કંપનીઓના તેઓ સંચાલક છે. એમના શબ્દો દેશી પરદેશીઓમાં વજનદાર ગણાય છે, જે એમના ટેક અને સત્યપ્રિયતાને આભારી છે. ભારતવર્ષની વેપારી આલમમાં એમનું સ્થાન અગ્ર છે.

કેવળ વેપારમાં જ એમના જીવનની પ્રવૃત્તિનો સમાવેશ થતો નથી. તેઓ જીવદયાપ્રેમી છે. ગત્ હિંદુ-મુસ્લીમ રમખાણોમાં

પોતાના જાનની પરવા કર્યા વિના તેમણે શાંતિ સ્થાપવા માટે તથા હજારો જાનોની ખુવારી થતી અટકાવવા માટે સક્રિય ફાળો આપ્યો હતો. ગોસેવામાં પણ કિંમતી ફાળો છે. હૃદય સખાવતી છે. બનારસ હિંદુ યુનિવર્સિટિ તથા કેળવણી સંસ્થાઓની સ્થાપનામાં મોટી રકમો આપી છે. ઘણાયે સખાવતી સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી છે. જનતાનો પૂર્ણ વિશ્વાસ.

આ આગેવાન શહેરીની સેવાઓની કદર કરીને તેમને મુંબઈની મહાસભાવાદી સરકારે મુંબઇના શેરીફનું અજોડ સ્થાન આપ્યું છે.



## શ્રી૦ હરિપ્રસાદ મહેતા

**મ**હાસભાના જુના સેવક શ્રી૦ હરિ-પ્રસાદ પિતાંબરદાસ મહેતાનો જન્મ ૧૮૮૨ ની સાલના જુન માસની ૧૯ મી તારિખે અમદાવાદ ખાતે થયેલો.



તેઓ સાહિત્ય, સામાજિક તથા રાષ્ટ્રિય ક્ષેત્રમાં મહત્વનું સ્થાન ધરાવે છે. હોમરૂલ લીગની ચળવળ દરમ્યાન તેઓ અમદાવાદની શાખાના મંત્રી હતા. ત્યારથી મહાસભાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તથા લડતોમાં અગ્ર-ભાગ લેતા આવ્યા છે.

ગત સત્યાગ્રહની લડતમાં તેમને જેલ તથા ભારે દંડની શિક્ષા થઈ હતી. ધારાસભાની ગત ચુંટણીમાં તેઓ યશસ્વી નિવડયા હતા.

## શ્રી૦ નરભેરામ પોપટ

શ્રી૦ નરભેરામ નરસિંહદાસ પોપટનો જન્મ ૧૯૧૧ ની સાલના જુન માસની ૧૧ મી તારિખે અંજાર (કચ્છ)મા થયો હતો. તેઓ જ્ઞાતિએ લોહાણા છે.

ગત સત્યાગ્રહની લડતમાં તેમણે ભાગ લીધો હતો ત્યારથી



આજ સુધી તેઓ મહાસભાની પ્રવૃત્તિમાં ભાગ લેતા આવ્યા છે. તેઓ સમાજવાદી છે.

૧૯૩૯ના માર્ચ માસમાં કચ્છ ખાતે ભરાયલી " અખિલ કચ્છ યુવક પરિષદ "ની બીજી બેઠકના પ્રમુખ તરિકે તેમની વરણી થઇ હતી.

કચ્છી પ્રજાકીય પરિષદ તથા મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિમાં જવાબદારીભર્યા હોદ્દાઓ ધરાવે છે.

મુંબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનની ચુંટણીમાં સફળતા મેળવી હતી. નાની ઉમરમાં તેઓ જે સ્થાન ભોગવે છે તે પ્રશંસનીય છે.

એમનામાં ધગશ તથા સેવાભાવ છે.



<u>શેઠશ્રી બંધુક</u>

**આ**ઝમે સોપ ફેક્ટરીના માલીકો શેઠ શ્રી૦ તૈયબઅલી મોહમદઅલીનો જન્મ ૧૮૭૬ તથા શેઠશ્રી શીદાઅલી મોહમદઅલીનો જન્મ ૧૮૭૮ ની સાલમાં કપડવંજ ખાતે થયેલો. આ બેઉ ભાઇઓએ સાથે મળીને ૧૯૦૪ માં ઘણાજ નાના પાયા પર કેવળ પચાસ વારની જમીનના વિસ્તારમાં " આઝમે સોપ ફેક્ટરી "ની સ્થાપના રીપન ક્રોસ રોડ ઉપર કરી હતી.


શેઠશ્રી તૈયબઅલી

પ્રતિવર્ષ ધંધાનો વિકાસ થતો રહ્યો. સને ૧૯૨૮ માં આઝમે સોપ ફેક્ટરીના માટે ૧૦,૦૦૦ વાર જમીન જેટલો વિસ્તાર ખરીદવામાં આવ્યો. અને તે પર વિજ્ઞાન અને આરોગ્યની દ્રષ્ટિએ છેલ્લામાં છેલ્લી ઢબથી વિશાળ કારખાનું બાંધવામાં આવ્યું. વેપારના વિકાસાર્થે તથા અભ્યાસાર્થે સંસ્થાના માલીકોએ ૧૯૩૩ માં યુરોપનો પ્રવાસ ખેડયો હતો.

૧૯૨૨ ની સાલમાં શેઠ તૈયબઅલીના દિકરા શેઠ કલીમુદ્દીનને વિએના અભ્યાસાર્થે મોકલવામાં આવ્યા હતા, જેઓ પી. એચ. ની ડીગ્રી મેળવી તથા સાબુ બનાવવાની છેલ્લામાં છેલ્લી ઢબની

વૈજ્ઞાનિક પદ્ધતિ શીખી આવ્યા અને ધંધામાં તેનો ઉપયોગ કર્યો. છેલ્લી ઢબનાં યંત્રો પણ લાવ્યા.

હિંદમાં જન્મેલી રાષ્ટ્રિય ભાવના તથા સંસ્થાના માલીકોની વિશાળ અને સાહસિક બુદ્ધિના પરિણામે ધંધાનો વિકાસ થયો છે એટલું જ નહિ પરંતુ ૧૯૩૭ પછીથી નહાવા ધોવાના સાબુઓના કારખાના પરથી પરફ્યુમરીઓ બનાવવાનું નવું સાહસ ખેડવામાં આવ્યું છે. જે બજારોમા "બોરકા" ટોયલેટરીઝના નામથી મશહુર છે.


શેઠશ્રી હીદાઅલી

વિદેશી બનાવટોને ટોકર મારે તેવી બનાવટો આ કારખાનામાં બનાવવામાં આવે છે. રાષ્ટ્રિય ઔદ્યોગિક વિકાસમાં ઉત્તમ ફાળો.

## શ્રી૦ મોતિચંદ કાપડીઆ

મુંબઈના જાણીતા સૉલિસિટર તથા ચુસ્ત મહાસભાવાદી શ્રી૦ મોતિચંદ ગીરધરલાલ કાપડીઆનો જન્મ ૧૮૯૭ની સાલના ડિસેંબર



માસની સાતમી તારીખે મુંબઇ ખાતે થયો હતો.

તેઓએ ગત ૧૯૩૦–૩૨ની મહાસભા-ની લડત દરમ્યાન આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તથા જેલયાત્રા ભોગવી હતી.

રાજકિય, સામાજિક તથા ધાર્મિક સંસ્થાઓમાં તેઓ જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે.

તેઓ વિચારશીલ વકતા તથા સારા લેખક છે. જૈન કોમની ઉન્નતિ માટેના તેમના પ્રયાસો જાણીતા છે.

વર્ષોથી મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં ચુંટાતા આવ્યા છે તથા તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં સભ્ય છે.



વૈજ્ઞાનિક પદ્ધતિ શીખી આવ્યા અને ધંધામાં તેનો ઉપયોગ કર્યો. છેલ્લી ઢબનાં યંત્રો પણ લાવ્યા.

હિંદમાં જન્મેલી રાષ્ટ્રિય ભાવના તથા સંસ્થાના માલીકોની વિશાળ અને સાહસિક બુદ્ધિના પરિણામે ધંધાનો વિકાસ થયો છે એટલું જ નહિ પરંતુ ૧૯૩૭ પછીથી નહાવા ધોવાના સાબુઓના કારખાના પરથી પરફ્યુમરીઓ બનાવવાનું નવું સાહસ ખેડવામાં આવ્યું છે. જે બજારોમાં "બોરકા" ટોયલેટરીઝના નામથી મશહુર છે.



શેઠશ્રી ફીદાઅલી

વિદેશી બનાવટોને ઠોકર મારે તેવી બનાવટો આ કારખાનામાં બનાવવામાં આવે છે. રાષ્ટ્રિય ઔદ્યોગિક વિકાસમાં ઉત્તમ ફાળો.

## શ્રી૰ મોતિચંદ કાપડીઆ

મુંબઇના જાણીતા સૉલિસિટર તથા ચુસ્ત મહાસભાવાદી શ્રી૰ મોતિચંદ ગીરધરલાલ કાપડીઆનો જન્મ ૧૮૭૭ની સાલના ડિસેંબર માસની સાતમી તારીખે મુંબઇ ખાતે થયો હતો.



તેઓએ ગત ૧૯૩૦-૩૨ની મહાસભાની લડત દરમ્યાન આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તથા જેલયાત્રા ભોગવી હતી.

રાજકિય, સામાજિક તથા ધાર્મિક મંસ્થાઓમાં તેઓ જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે.

તેઓ વિચારશીલ વકતા તથા સારા લેખક છે. જૈન કોમની ઉન્નતિ માટેના તેમના પ્રયાસો જાણીતા છે.

વર્ષોથી મ્યુનિસિપલ કૉરપોરેશનમાં ચુંટાતા આવ્યા છે તથા તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં સભ્ય છે.



## શ્રી૦ મીનોચેર મસાણી

મુંબઇના જ આગેવાન શ્રી૦ મીનોચેર રૂસ્તમ મસાણીનો જન્મ ૧૯૦૫ ની સાલના નવેંબર માસની ૨૯ મી તારીખે મુંબઇ ખાતે થયો હતો.

મુંબઇ તથા વિલાયતમાં અભ્યાસ કરીને બી. એ. એલએલ. બી. ની પરિક્ષાઓ પસાર કરી હતી.



૧૯૩૦–૩૨ ના ગત સત્યાગ્રહ દરમ્યાન મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના સરમુખત્યાર તરિકે તેમની ધરપકડ થઇ હતી અને જેલયાત્રા ભોગવી હતી.

મહાસભા સમાજવાદી પક્ષ તથા મુંબાઇ પ્રાંતિક મહાસભા સમિતિમાં જવાબદારીભર્યો ઓદ્ધો ભોગવતા હતા પરંતુ અત્યારે તેમણે જાહેર પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિ લીધી છે.

મુંબઇ મ્યુનિસિપાલિટિના સભ્ય છે. એમની તમન્ના અને આત્મભોગ આપવાની શક્તિ અન્ય યુવાનો માટે ધડારૂપ લેખી શકાય.

## બિરાદર સોરાબ બાટલીવાલા

ભારતવર્ષના અનેક સુહાગી પુત્રોએ હિંદમાતાના ગુલામી બંધનો તોડવા પોતાની જાતના મોઘાં બલિદાન આપ્યાં છે. બિરાદર સોરાબ એસ. બાટલીવાલા તેમાંના એક.

એમનો જન્મ જાણીતા બાટલીવાલાના પારસી કુટુંબમાં લગભગ ૧૮૯૮ માં થયેલો. બી. એ. એલ એલ. બી. ની પરિક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થયા અને વકીલાત આદરી. ઉજ્જ્વળ ભાવિને ઠોકર મારી એમણે રાષ્ટ્રિય ચળવળમાં પડતું મૂક્યું. ૧૯૨૯ માં મહાસભામાં જોડાઇ ગયા.



તેઓ આજે કામદાર તથા વિદ્યાર્થી ચળવળમાં જોડાઇ ગયા છે. એમનાં પત્ની શ્રીમતિ નરગીઝ બાટલીવાલા પતિની પ્રવૃત્તિઓમાં સહાનુભૂતિ ધરાવે છે એટલું જ નહિ પરંતુ સક્રિય ફાળો આપી રહ્યાં છે. કામદારો તથા વિદ્યાર્થીઓના આગેવાન બિરાદર બાટલીવાલા ખરેખર બિરાદર છે.

એમણે અત્યાર સુધીમાં છ વાર જેલની આકરી સજાઓ ભોગવી છે. કામદાર ઉત્કર્ષ તથા માતૃભૂમિની આઝાદી એ જ જીવનમંત્ર.

" નથી જાણ્યું અમારે પંથ, શી આફત ખડી છે,
ખબર છે એટલી દગને, કે માતની હાકલ પડી છે. "

એ જ ધ્યેય.

## શ્રી૦ માણેકલાલ ગાંધી

શ્રી૦ માણેકલાલ મગનલાલ ગાંધીનો જન્મ ૧૯૦૦ ની સાલના જુલાઈ માસની ૨૭ મી તારિખે કાલોલ ખાતે વણિક કોમમાં થયો હતો.

૧૯૨૧ ની સાલમાં વિદ્યાર્થી જીવનને અંતિમ અંજલિ આપી તેઓ અસહકારની ચળવળમાં વીશ વર્ષની ઉંમરે જોડાઇ ગયા હતા.



૧૯૩૦-૩૨ ની સત્યાગ્રહ ચળવળ દરમ્યાન સરકારના મહેમાન બનવાનું માન તેમણે પ્રાપ્ત કર્યું હતું.

તાલુકા તથા જીલ્લા લોકલ બોર્ડ, પંચમહાલ પ્રાથમિક કેળવણી મંડળ, કાલોલ અર્બન કો-ઑપરેટીવ બેંક તથા ખેડુત પ્રજામંડળની તેમની સેવાઓ પ્રશંસાને પાત્ર છે જેના જવાબદારીભર્યા હોદાઓ તેમણે ભોગવ્યા છે.

ગત્ રેલ સંકટ તથા દુષ્કાળ સંકટ પ્રસંગે પણ તેમણે કિમતી સેવાઓ બજાવી હતી. છેલ્લાં આઠ વર્ષથી તેઓ પંચમહાલ જીલ્લા મહાસભા સમિતિના મંત્રી છે. ગત્ ધારાસભાની ચુંટણીમાં તેઓએ સફળતા મેળવી હતી.

⁂

## શ્રી૦ મોહનલાલ દેસાઇ

મુંબઈના જાણીતા આગેવાન શ્રી૦ મોહનલાલ મગનલાલ વકીલનો જન્મ ૧૮૮૪ ની સાલના ઑગસ્ટ માસની ૨૮ મી તારિખે સુરતના દશા શ્રીમાળી વાણીઆ જ્ઞાતિમાં જાણીતા "નિમકશાને" કુટુંબમાં થયેલો. અકબર બાદશાહના અમલ દરમ્યાન એમના વડવાઓની સેવાઓના બદલામાં નવ મીઠાના અગરો મળેલા અને તેઓ "નિમકશારી" કહેવાયા.



એમનું વિદ્યાર્થીજીવન યશસ્વી હતું. જે દરમ્યાન ઇનામો તથા સ્કૉલરશીપો એમણે મેળવી હતી. ૧૯૦૭ ની સાલમાં એલ. એલ. બી. બન્યા અને મુંબઇની પોલીસ કોર્ટમાં વકીલાત આદરી.

૧૯૦૭ મા મ૨ રાસબિહારી ઘોષના પ્રમુખપદે સુરત ખાતે મળેલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓએ સ્વયંસેવક તરીકે આગળ પડતો ભાગ લીધો હતો. ૧૯૦૮ માં ગીરગામ જીલ્લા મહાસભા સમિતિમાં જોડાયા અને મહાસભાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ફાળો આપવા લાગ્યા.

મહાત્માજીએ દારૂનિષેધની પ્રવૃત્તિ ઉપાડતાં શ્રી૦ નરીમાન સાથે એ પ્રવૃત્તિમાં પરોવાઇ ગયા અને જોરશોરથી ચળવળ ઉપાડી અન્ય વકીલોને પણ એ માર્ગે દોર્યા. પિકેટરો માટે લડતો ચલાવી.

૧૯૨૩ માં સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના સ્વરાજ પક્ષ તરફથી

તેઓ પ્રથમવાર મ્યુનિસિપલ કૉરપોરેશનની ચુંટણીમાં ઉમેદવાર તરિકે બહાર પડયા અને સફળતાપૂર્વક ચુંટાઈ આવ્યા અને મ્યુનિ૰ સ્વરાજ પક્ષના મંત્રી તરિકે ચુંટાયા. ત્યારથી આજ સુધી તેઓ મ્યુનિ૰ ના સભ્ય તરિકે ચુંટાતા આવ્યા છે. જે દરમ્યાન તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં સભ્ય તથા પ્રમુખ તરિકે ચુંટાયા હતા.

૧૯૩૪ માં સ્ટેન્ડિંગ કમિટિના પ્રમુખ તરીકે તેમણે મહત્વની સેવાઓ બજાવી છે. ખોટા ખર્ચાઓ સામે સફળ લડત ચલાવી હતી તથા મહાસભાની બેઠક માટે વરલીની વિશાળ જગ્યા અપાવી હતી. કીંગ એડવર્ડ હૉસ્પિટલના મકાનોમાં સુધારાવધારા કરાવ્યા હતા. એમની એ સેવાઓની કદર કરીને જનતાએ મેળવડાઓ કરી માન આપ્યુ હતું; સેવાઓની પ્રશંસા કરી હતી.

તેઓ રાષ્ટ્રવાદી, સામાજિક સેવક, સાહિત્યકાર તથા અચ્છા પત્રકાર છે. પ્રત્યેક પ્રવૃત્તિઓમાં ધગશથી કામ કરવાની ભાવના એમના જીવનમાં ઓતપ્રોત થયેલી છે. જનતાને એમની સેવાઓનો વધુ લાભ મળો.

## શ્રી૦ નંદવદન ગોર

રાષ્ટ્રિય ઉદ્યોગોના વિકાસમાં સક્રિય ફાળો આપનાર શ્રી૦ નંદવદન ઝવેરીલાલ ગોરનો જન્મ ૧૮૯૫ની સાલના માર્ચ મહિનાની સત્તરમી તારિખે નડીઆદ ખાતે નાગર જ્ઞાતિમાં થયેલો. તેઓ વડીલોપાર્જિત જમીનદાર છે.

૧૯૧૯ માં એલએલ. બી.ની પરિક્ષા પસાર કરી તેઓએ ત્રણેક વર્ષ નોકરીઆત જીવન ગુજાર્યું સને ૧૯૨૨ માં "ગોર એન્ડ કંપની"ની સ્થાપના કરી. ૧૯૨૪ માં પ્રેસિડન્સી પ્રોવિડન્ટ એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપનીની સ્થાપના કરી જેના સફળ સંચાલન બાદ ૧૯૩૦ માં પ્રેસિડન્સી લાઈફ ઈન્સ્યુરન્સ લી૦ની સ્થાપના કરી. જેના તેઓ આજે મેનેજીંગ ડાયરેકટર છે. આ ઉપરાંત પીન મેન્યુફેકચરીંગ કંપની લી૦, ઈન્ડીઅન પેપર કલીપ્સ કંપની લી૦, પ્રોપર્ટી એન્ડ લોનસ લી૦, ક્રીસ્ટલ ગ્લાસ વર્કસ, રંકુ મેન્યુફેકચરીંગ વર્કસ, પીન પ્રિન્ટિંગ વર્કસ વગેરે નાની કંપનીઓની સ્થાપના કરી જેના પણ તેઓ જ મેનેજીંગ એજંટ છે. હિંદી વેપારી મંડળ તથા હિંદી ઔદ્યોગિક મંડળની વ્યવસ્થાપક સમિતિના પણ તેઓ સભ્ય છે. ઈન્ડીઅન ઇનડસ્ટ્રીઝ ફેરના સ્થાપકોમાંના તેઓ એક છે.



શ્રી૦ નંદવદનભાઇનો ઔદ્યોગિક ક્ષેત્રમાં અગત્યનો ફાળો છે અને તેના વિકાસ માટે જહેમત ઉઠાવી રહ્યા છે.

## શ્રી૦ ચંદુભાઇ શાહ

સ્વશક્તિએ આગળ વધનાર શ્રી૦ ચંદુભાઇ ત્રિભુવનદાસ શાહનો જન્મ ૧૯૦૬ ની સાલમાં વઢવાણ ખાતે થયો હતો. એમના પિતાશ્રી વિમાનું કામકાજ કરતા. પુત્રે પણ એ જ ક્ષેત્ર પસંદ કર્યું.

૧૯૩૧ ની સાલમાં તેઓ કાઉન લાઇફ ઇન્સ્યોરન્સ કંપનીમાં એજંટ તરિકે જોડાયલા પરંતુ પાછળથી દિનપ્રતિદિન પ્રગતિ સાધતા ગયા અને ૧૯૩૬ માં એ જ કંપનીમાં તેના ચીફ એજંટ મી૦ ટી. ડબલ્યુ. બ્રૂકે તેમને પોતાની આખા હિંદુસ્થાનનાં બીઝનેસની ભાગીદારીમાં લીધા; યોગ્યતા તથા કુશળતાની કદર થઇ. વિદેશીઓ સાથે વિમા જગતમાં હિંદી ભાગીદારીનો આ પ્રથમ જ દાખલો છે. તેઓ અત્યારે એ કંપનીમાં આખા ઇન્ડીઆનાં ડેપ્યુટી ચીફ એજંટનો ઓહ્દો ધરાવે છે.



કેવળ વિમા પ્રવૃત્તિમાં એમની પ્રવૃત્તિઓ સમાતી નથી. તેઓ અનેક સામાજિક સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે. નિરાધારોને આધારભૂત થવામાં પોતાની ફરજ સમજે છે. સ્વભાવે શાંત તથા મળતાવડા છે. પોતે સામાન્ય સ્થિતિના હોવા છતાં પોતાની કમાણીમાંથી તેમણે લગભગ પોણો લાખની અજાણી સખાવતો કરી છે. આદર્શ સેવાભાવના.

ગત્ લડતમાં એમનાં પત્નીએ પણ બાર મહિનાઓ સુધી કાપડ અને દારૂતાડીની દુકાનોએ પિકેટીંગ કર્યું હતું.

## શેઠ શ્રી૦ વિજયસિંહ ગોવિંદજી

વિમા જગતમાં આપબળે અગ્રસ્થાન ભોગવનાર શેઠ શ્રી૦ વિજયસિંહ ગોવિંદજીનો જન્મ મુંબઇ ખાતે ૧૮૯૫ની સાલના જુન માસની ૧૯ મી તારિખે ભાટિઆ જ્ઞાતિમાં થયેલો. એમના વડવાઓ વહાણવટાંનો વિશાળ ઉદ્યોગ ધરાવતા હતા. પેરિસ અને અમેરિકા સાથેના વેપારમાં ખોટ જતાં તેઓ સાધારણ સ્થિતિમાં મુકાયા હતા.



મેટ્રિકમાં સફળતા મેળવી શ્રી૦ વિજયસિંહ ધંધાદારી ક્ષેત્રમાં પડયા. ૧૯૨૦-૨૧ ની સાલમાં એમણે "એલ. વી. ગોવિંદજી"ના નામથી પોતાની સ્વતંત્ર પેઢીની શરૂઆત કરી જેની શાખાઓ કરાંચી વિગેરે સ્થળે ખોલવામાં આવી. આ પેઢીઓ આજે ઇસ્ટર્ન સ્ટિમશીપ કંપની, એકમી મેન્યુફેકચરીંગ કંપની તથા માયસોર આયર્ન વર્કસના એજંટ તરિકે કામ બજાવે છે. આ ઉપરાંત વિમાક્ષેત્રમાં પણ શ્રી૦ વિજયસિંહભાઈ સંગીન ફાળો આપી રહ્યા હતા. પરંતુ એ ક્ષેત્ર તેમની બુદ્ધિ અને લાગવગ જોતાં સંકુચિત હતું. મુંબઈના શેરીફ શેઠ શ્રી૦ મથુરાદાસ વિસનજીના સહકાર તથા ઉત્તેજનથી ૧૯૩૯ માં ઇન્ડીઅન ગ્લોબ ઇન્સ્યુરંસ કંપનીની સ્થાપના કરી. રાષ્ટ્રિય વિમા ક્ષેત્રની મહાન સેવા બજાવી. ૧૯૩૪ માં સહકુટુંબ યુરોપના પ્રવાસે ગયેલા અને તે દરમ્યાન

ત્યાંના વિમાક્ષેત્રો અને તેની કાર્યપદ્ધતિ વિગેરેનો અભ્યાસ કર્યો. જે પોતાની કંપનીના ઘડતરમાં ઘણો જ ઉપયોગી થઇ પડયો. આજે એ સંસ્થાના તેઓ મેનેજીંગ ડાયરેક્ટર છે

કેવળ ધંધામાં જ નહિ પરંતુ સામાજિક સેવાઓમાં અને ખાસ કરીને ભાટિઆ ઉન્નતિમાં તેઓ સારો ઉત્સાહ ધરાવે છે. ભાટિઆ બ્રધરહુડ, ઉદ્યોગાલય, સ્ટોર્સ, તથા વોલંટીઅર કોરના તેઓ સ્થાપક છે. ભાટિઆ મિત્ર મંડળમાં પણ જવાબદારીભર્યું સ્થાન ધરાવતા આવ્યા છે. આ સંસ્થાઓમાં તેઓ "વડાભા"ના વ્હાલસોયા નામથી ઓળખાયછે. એમણે પ્રથમ ભાટીઆ વોલંટી-અર કોર સ્થાપ્યા બાદ એની પ્રેરણાએ અનેક વોલંટીઅર કોરો અસ્તિત્વમાં આવવા પામી હતી. ૧૯૨૯ સુધી એમણે રાષ્ટ્રિય પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લીધો હતો. હોમ રૂલ લીગની ચળ-વળમાં મોખરે હતા. તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી છે.

ઇન્ડીઅન ઇન્સ્યુરન્સ એસોસીએશન, તથા ઇન્ડીઅન મર-ચંટ્સ ચેંબર કમિટિઓમાં તેના સખાવતી ટ્રસ્ટોના ટ્રસ્ટી તરિકે પ્રમાણિક સેવા બજાવી રહ્યા છે. રાષ્ટ્રિય વિમાક્ષેત્રનો વિકાસ તથા સમાજસેવા એ જ ધ્યેય.

એમના પુત્ર શ્રી૦ બહાદુરસિંહ ઇન્ડીઅન ગ્લોબ ઇન્સ્યુરન્સ કંપનીના સુપ્રિન્ટેન્ડંટ છે. કેવળ ૨૩-૨૪ વર્ષની ઉંમરે વિમા-ક્ષેત્રમાં આવું સ્થાન ભોગવવાનું સદ્ભાગ્ય તો કોઇકના જ લલાટે લખાયું હશે. તેઓ કાબેલ અને ધગશવાળા છે. "ભાટિઆ યુવક" માસિકના ગુજરાતી વિભાગના તંત્રી તરિકે તેમની નિમણુંક થઈ હતી. સાહિત્ય તથા સેવાપ્રેમ.

## શ્રી૦ બબલચંદ મોદી

શ્રી૦ બબલચંદ કેશવલાલ મોદીનો જન્મ ૧૯૦૦ની સાલમાં ઑક્ટોબર માસની ૨૬ મી તારિખે અમદાવાદ ખાતે થયેલો.

પ્રિવિઅસમાંથી અભ્યાસ છોડી તેઓ ધંધે વળગ્યા. ૧૯૨૦ માં અમદાવાદમાં, ૧૯૨૬ માં મુંબઇમાં તથા ૧૯૩૧ માં જાપાન ખાતે સાયકલ દુકાન તથા ઓફીસ કાઢી, ઔદ્યોગિક બુદ્ધિ વધુ વિકાસ પામી અને ૧૯૩૩ માં સાયકલના કેરીઅર અને સ્ટેંડ તથા ટ્રાયસીકલ બનાવવાનું કારખાનુ કાઢયું. વિદેશી હરિફાઇ સામે સખ્ત સાહસ ખેડયું. ૧૯૩૯ માં તો સંપૂર્ણ સ્વદેશી ટ્રાયસીકલ બનાવનારા મહાન કારખાનાના માલીક થયા. હિંદમાં આયાત થતી ટ્રાયસીકલો બંધ થઈ અને આ કંપનીની ટ્રાયસીકલો આજે ઇરાન, અરબસ્તાન, આફ્રિકા, અફઘાનીસ્તાન, સિલોન, બર્મા, સિંગાપુર અને બેંગકોક વિગેરે દેશોમાં નિકાશ થવા લાગી છે.



કેવળ આટલી પ્રગતિથી શ્રી૦ બબલભાઇ સંતોષાયા નથી. બાયસીકલના ભાગો બનાવવાનું કારખાનું ખોલ્યું છે. રેલ્વે, મિલ, અને ઘોડાગાડીમાં વપરાતા રબરના સામાન બનાવવાનું કારખાનું પણ ખોલ્યું છે.

આ સંસ્થાએ ગેસ ફીલ્ડ ટાયર્સની નવી શોધ કરી છે જે

હજી દુનિઆભરમાં કયાંએ વપરાશમાં નથી. આ ટાયરોથી ગામડામાં પણ મુસાફરી થઇ શકે છે પંચરની ધાસ્તી રહેતી નથી. ઔદ્યોગિક સાહસ ખેડવા માટે તથા નવી શોધ કરવા માટે બુદ્ધિશાળી હિંદી તરિકે તેઓને ધન્યવાદ ઘટે છે.

શ્રી૦ બબલભાઇ જેમ ઉદ્યોગમાં તેમજ સામાજિક ક્ષેત્રોમાં પણ રસ લઇ રહ્યા છે. ખાસ કરીને જૈન કોમની વિદ્યાર્થી તથા ધાર્મિક સંસ્થાઓની જવાબદારીભરી સેવાઓ કરી રહ્યા છે.

તેઓ ધી સુપ્રિમ વર્કસ કંપની લી૦, ધી સુપ્રિમ રબર કંપની લી૦ તથા રેપીડ સાયકલ એન્ડ મોટર કંપની લી૦ ના સંચાલક છે.

## શેઠ શ્રી૦ માણેકલાલ ચુનીલાલ

મુંબઇ રાજા અને છાપનો સિક્કો ઉછાળવાનું મથક છે. જ્યાં ભાગ્યનો સિતારો સવળો હોય તો ધનવાન બનતાંએ વાર નહિ અને અવળો હોય તો ભિખારી થતાંએ વાર નહિ. પોતાના ગામનું ધન મુંબઈમાં ગુમાવનારાઓની સંખ્યા કરતાં મુંબઈની કમાણી મુંબઈમાં મૂકનારની સંખ્યા તથા મુંબઇની કમાણી પોતાના ગામમાં ઘસડી જનારની સંખ્યા ઘણી જ ઓછી છે; અને એમાં જ મુંબઇની મહત્તા. મુંબઇમાં " રાજા "નો સિક્કો ફરકાવનારાઓમાંના એક તે શેઠ શ્રી૦ માણેકલાલ ચુનીલાલ જે. પી; અને તે પણ નાની ઉંમરમાં.



એમનો જન્મ અમદાવાદ ખાતે ૧૯૦૫ ની સાલના માર્ચ માસની ૨૦ મી તારિખે થયો હતો. એમના પિતાશ્રી ચુનીલાલ નાથુભાઇ ધાર્મિક વૃત્તિના તથા પવિત્ર જીવન ગાળનારા તથા માતુશ્રી મંગુબાઇ પતિપરાયણ અને શાંત સ્વભાવનાં હતાં. એમની સ્થિતિ સાધારણ હતી. તેઓ સંતાનની

જાહોજલાલી જોવા ન જીવ્યા. છતા પોતાના ચારિત્ર્યની સુવાસ પોતાના સંતાનોમા રેડતા ગયા.

લક્ષ્મિદેવીની પ્રબળ ઇચ્છા શેઠશ્રી માણેકલાલના ઘરમા સ્વગાએ નિવાસ કરવાની હતી એટલે સરસ્વતિદેવીને વધુ ન ટકવા દીધા અગ્રેજી તથા ગણિતના સામાન્ય જ્ઞાન સાથે તેમણે અભ્યાસ છોડી દીધો અને આજીવિકાનો પ્રશ્ન હાથ ધર્યો પ્રથમ તેઓ એક સ્થાનિક વેપારીની દુકાને બેઠા અને બે વર્ષ દરમ્યાન કાપડ બજારનો અનુભવ મેળવ્યો ત્યાર બાદ સુતરની દલાલીનો ધધો શરૂ કર્યો પરતુ એ નાનકડા ધધાથી તથા નફાથી સતોષ ન થયો; એમની મહત્વાકાક્ષાના ફૂટતા અંકુરો માટે એ ક્ષેત્ર નાનુ હતુ.

શેર બજાર લોભ્યુંબક બન્યું, તેઓ એ ક્ષેત્ર તરફ આકર્ષાયા અને ત્રિકમલાલ ડાહ્યાભાઇ મારફતીઆની પેઢીમા જોડાયા. થોડા વરસો બાદ નવી ઑફિસ ઉઘાડી પરંતુ એથી એમના સાહસિક સ્વભાવને સતોષ ન વળ્યો; અમદાવાદનુ ક્ષેત્ર ટુકું પડયું.

૧૯૩૧ મા તેઓ મુબઇ આવ્યા. મેસર્સ હિરાલાલ રામચદની પેઢીમા બે વર્ષમા બહોળો અનુભવ મેળવ્યો. ત્યાર બાદ ઇસ્ટઇન્ડીઅન એક્ષચેન્જમા સભ્ય તરિકે જોડાયા. પોતાની સ્વતંત્ર પેઢી શરૂ કરી. એમની તિક્ષણ તથા બાહોશ બુદ્ધિએ સૌના દીલ પર ઉડી અસર કરી. એમને માટે ઇન્ડીઅન કૉટન એક્ષચેન્જ, ન્યુયોર્ક કૉટન એક્ષચેન્જ તથા લીવરપુલ કૉટન એક્ષચેન્જના દ્વાર ખૂલ્લા થયા. શેઠશ્રીએ લાખોની કમાણી કરી.

મુબઇ ઇલાકાની વેપારી આલમમાં એમનું નામ દૂરદર્શી તથા સખાવતવીર તરિકે મશહુર છે. એમના જેવડી નાની ઉમરે, સ્વબળે તથા પરિશ્રમે એમના જેટલી કીર્તિ તથા લક્ષ્મી સંપાદન કરનારા ભાગ્યવંત થોડાક જ હશે

લક્ષ્મીનંદન બનવા છતાં લક્ષ્મીથી છલકાયા નથી; મદમસ્ત



બન્યા નથી. એમની ઉદારતા તથા માયાળુતાનો લાભ આશ્રિતોને મળતો રહ્યો છે; રાષ્ટ્રિય, સામાજિક, ધાર્મિક, સ્વાશ્રયી બનાવતી ઔદ્યોગિક સંસ્થાઓ તથા વિદ્યાલયોને હજારોની સખાવતો મળતી રહી છે. એમની સખાવતોનો લગભગ અંદાજ નવથી દશ લાખનો થવા જાય છે.

એમના પત્ની શ્રીમતિ કમળાબ્હેન શેઠશ્રી માણેકલાલના સાહસિક તથા સેવાભાવી સ્વભાવને પ્રેરણારૂપ છે, તથા સામાજિક કાર્યોમા આગેવાનીભર્યો ભાગ લઈ રહ્યા છે. ભર્તા યોગ્ય ભાર્યા.



## શ્રી૦ કલ્યાણજી મહેતા

**શ્રી૦** કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા વર્ષોથી મહાસભા તથા જનપ્રવૃત્તિમાં સતત્ ફાળો આપતા આવ્યા છે. નાગપુર, બારડોલી તથા ૧૯૩૦-૩૨ ની સાવની લડતોમાં પણ તેમણે સુંદર ફાળો આપ્યો હતો અને અનેક વાર જેલયાત્રા ભોગવી હતી.



સહકાર્યકરો એમને "લીવીંગ ડાયનેમો' ના નામથી જ સંબોધે છે. તેઓ સ્હવારે એક તો બપોરે બીજી અને સ્હાંજના ત્રીજી જગ્યાએ ઝડપભેર કામકાજ આટોપતા માલમ પડે. એમના નાજુક શરીરમાં કેમ જાણે વિશાળ યંત્ર કામ ન કરી રહ્યું હોય !

તેઓ સચોટ વકતા તથા મરોલી આશ્રમના બાહોશ સચાલકોમાંના એક છે.



## દિ૦ બ૦ ચુનીલાલ ગાંધી

હિંદની સહકારી ચળવળના ઉત્પાદકોમાંના અગ્રણી દિ. બ. ચુનીલાલ માણેકલાલ ગાંધીનો જન્મ ૧૮૭૧ ની સાલમાં સુરત ખાતે થયો હતો.

મુંબઈ ખાતે કેળવણી લઇ ૧૮૯૬ ની સાલમાં તેમણે મુંબઇની હાઇકૉર્ટમાં વકીલાત આદરી અને કાયદાક્ષેત્રના નિષ્ણાતોમાં અગ્રસ્થાન મેળવ્યું; ૧૯૧૩-૨૦ સુધીના સમય દરમ્યાન તેઓ પબ્લિક પ્રોસિક્યુટર તરિકે નિમાયા હતા. બોમ્બે રેવન્યુ ટ્રીબ્યુનલના સભ્ય તરિકેનું માન તેઓ આજે ભોગવી રહ્યા છે, જેના ચેરમન જસ્ટિસ મી૦ મડગાંવકર છે.



કેવળ સહકારી ચળવળ તથા કાયદાક્ષેત્રમાં જ નહિ પરંતુ સામાજિક તેમજ કેળવણીના ક્ષેત્રમાં પણ તેઓ મહત્વનું સ્થાન ધરાવે છે. સુરત જીલ્લામાં કેળવણીની સુવ્યવસ્થા તથા પ્રચારનું કાર્ય અભિનંદન તેમજ પ્રશસાને પાત્ર છે. તેઓ સુરત સાર્વજનિક કેળવણી મંડળ; સુરત જીલ્લા કો-ઑપરેટીવ લી૦, બોમ્બે કો-ઑપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટિ લી૦ ના ચેરમેન તથા બોમ્બે કો-ઑપરેટીવ ઇન્સ્ટિટ્યુટના વાઇસ ચેરમેન છે. ઑલ ઇન્ડીઆ લીબરલ ફેડરેશનની એકઝીક્યુટિવ કમિટિના સભ્ય છે.

૧૯૦૭ માં સુરત ખાતે મળેલી હિંદી મહાસભાની બેઠકના મંત્રી, ૧૯૧૯ ના ખેડા રમખાણ કેસ ટ્રિબ્યુનલના સભ્ય, સરકાર તરફથી નિમાયલી રિટ્રેન્ચમેંટ્ર તથા એકસાઇઝ કમિટિના ચેરમેન નિમાયા હતા. ૧૯૨૧-૨૪ માં ધારાસભાના સભ્ય હતા.

સરકારી તેમજ બિનસરકારી મંડળોમાં તેઓ મહત્વનું સ્થાન ધરાવે છે એટલું જ નહિ પરંતુ માન પણ ધરાવે છે. મુંબઇ ઇલાકો અને ખાસ કરીને ગુજરાત એમના જેવી વિદ્વાન વ્યક્તિ માટે મગરૂરી લઇ શકે તેમ છે.



## શ્રી૦ ગુલાબભાઇ દેશાઇ

સામાન્ય સ્થિતિમાંથી યશસ્વી વિદ્યાર્થી જીવન વિતાવી હિંદની મશહુર વિમા કંપની ઓમ્બે કો-ઑપરેટીવ ઇન્સ્યુરન્સ કંપની લી૦ ના મેનેજરપદે પુગનાર શ્રી૦ ગુલાબભાઈ લલ્લુભાઇ દેશાઇનો જન્મ ૧૮૯૯ની સાલમાં વલસાડ તાલુકામાં આવેલ ભદેલી ગામે અનાવિલ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો



વિદ્યાર્થી જીવન ઉજ્જ્વળ તથા યશભર્યું હતું. સુરતની સાર્વજનિક સ્કુલ તથા મુંબઇની એલફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી ૧૯૨૦ ની સાલમાં ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના વિષયમાં માન સાથે બી. એ. ની પરિક્ષામાં પસાર થયેલા જે પ્રસંગે કૉલેજના પ્રિન્સિપલ મી૦ એ. એલ. કોવર્નટને એમને સુંદર પ્રમાણપત્ર આપ્યુ હતું.

એમના કૉલેજીઅન જીવન દરમ્યાનનો એક પ્રસંગ ખાસ નોંધને પાત્ર છે. તેઓ કૉલેજ હોસ્ટેલ યુનિઅનના માનદ્ મંત્રી હતા ત્યારે હોસ્ટેલની પાસે વસતા કેટલાક યુરોપિઅનોએ એક રાત્રે ધાંધલ મચાવી હોસ્ટેલમાં રહેનાર કેટલાક વિદ્યાર્થીઓને માર માર્યો હતો. ગોરાઓની આ અઘટીત વર્તણુક સામે તેમણે જબરદસ્ત આંદોલન શરૂ કરી ભાન ભૂલેલા એ ગોરાઓની સાન ઠેકાણે લાવવા અદાલતમાં દાવો નોંધાવ્યો. શ્રી૦ કે. એફ.

નરીમાન વિદ્યાર્થીઓની પડખે આવી ઉભા અને એ દાવામા વિદ્યાર્થીઓ ફત્તેહમંદ થયા હિંદી વિદ્યાર્થીઓનુ સ્વમાન જળવાયુ. ગોરાઓને માફી માગવી પડી. શ્રી૦ નરીમાનની સફળ લડત માટે તેમને માનપત્ર આપવાનો એક મેળાવડો શ્રી૦ દેશાઇની દોરવણી હેઠળ શ્રી૦ જીણાના પ્રમુખપણા નીચે થયો હતો.

ગ્રેજ્યુએટ બન્યા પછી શ્રી૦ ગુનાબભાઈ દેશાઇની વૃત્તિ કાયદાનો અભ્યાસ કરવાની થઇ અને વકીલાતની પરિક્ષાનો અભ્યાસ કરવા લાગ્યા પરતુ સન્જોગવશાત્ એ માર્ગ છોડી તેઓ વેપારી ક્ષેત્ર તરફ દોરવાયા. સાત આઠ વર્ષ બાદ બાગીદારીમા સ્વતત્ર ધધો કર્યો અને ૧૯૨૮ ની સાનમા વિમા ક્ષેત્રમા કેશળ કારકુન તરિકે જોડાયા દિનપ્રતિદિન પ્રગતિ થતી રહી. ઇન્ડીઅન મરકન્ટાઈલ કપનીના ચેરમેન સ્વ સર મનમોહનદાસ રામજીની નજર બાહોશ અને કાર્યદક્ષ શ્રી૦ ગુનાબભાઇ પર પડી અને તેમને પોતાની કપનીમા લાઇફ ખાતાના મેનેજર તરિકે બોનાવ્યા જે કપનીમા સુદર ફાળો આપી સમાજ સેવાની ભાવનાએ ૧૯૩૭ની સાનમા તેઓ બોમ્બે કો ઑપરેટીવ ઇન્સ્યૂરન્સ સોસાયટિ લી૦ના મેનેજર તરિકે જોડાયા આ પ્રસગે ઇન્ડિઅન મરકન્ટાઇલ કપની લી૦ના સ્ટાફ તથા હોદ્દેદારો તરફથી તેમના માનમા યોજાએલ મેળાવડામા અનેક વકતાઓએ એમની સેવાઓ અને શકિત માટે પ્રશસાના પુષ્પો વેર્યા હતા

બોમ્બે કો ઑપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટિ લી૦ આજે હિદની અન્ય અગ્ર ગણાતી વિમા કપનીઓની હરોળમા આવી ઉભી છે જે એમની કર્તવ્યપરાયણતા, કુશળતા તથા ધગશને આભારી છે.

શ્રી૦ ગુનાબભાઇ દેશાઇ સાદા, મળ અને પ્રેમાળ હૃદયના છે જે એમના દરજ્જાને વધુ અજવાળે છે.

## શ્રી૦ અરવિંદલાલ વકીલ

ઇસ્ટ એન્ડ વેસ્ટ વિમા કંપનીના ડાયરેક્ટર શ્રી૦ અરવિંદલાલ નર્મદાશંકર વકીલનો જન્મ ૧૯૧૩ ની સાલના નવેંબર માસની અગીઆરમી તારિખે મુંબઇ ખાતે જાણીતા સૉલિસિટર સ્વ. નર્મદાશંકર વકીલને ત્યાં ભાર્ગવ જ્ઞાતિમાં થયેલો. વિદ્યાર્થી જીવન ઉત્સાહી હતું.



ઇન્ટરનો અભ્યાસ કરી તેઓ ઇસ્ટ એન્ડ વેસ્ટ વિમા કંપનીમાં ૧૯૩૮ ની સાલમાં તેના ડાયરેક્ટર તરિકે જોડાયા. આજે એ ક્ષેત્રમાં તેઓ મહત્વનો ફાળો આપી રહ્યા છે.

એમના પિતાશ્રી નર્મદાશંકર પાર્વતિશંકર વકીલ મુંબઇના આગેવાન સૉલિસિટર હતા. ઉપરાંત સામાજિક કાર્યોમાં ઉંડો રસ ધરાવતા હતા. ઘણીએ સંસ્થાઓને તેમની સહાયતા મળી રહેતી.

શ્રી૦ અરવિંદભાઈ ધગશવાળા તથા ઉંચી આશા આપતા યુવાન છે.



## શ્રી૰ પોપટલાલ ચુડગર

રાજસ્થાનોના બધારણીય પ્રશ્નોના ઉંડા અભ્યાસી તથા કાઠીઆવાડના જાણીતા બૅરિસ્ટર શ્રી૰ પોપટલાન ચુડગર ગરિબાઇમાંથી સ્વશક્તિએ આજે અગ્રસ્થાન ભોગવી રહ્યા છે

એમનુ મૂળ વતન વઢવાણ પરતુ ધધા અગે તેઓ રાજકોટ ખાતે આવી વસેલા એમના બહોળા અનુભવના કારણે ૧૯૨૮ મા



રાજસ્થાની પ્રજા પરિષદ્ તરફથી રાજસ્થાનોની પરિસ્થીતિનો હુબહુ ખ્યાલ રજુ કરવા તથા પ્રચાર કરવા એમને વિલાયત મોકલવામા આ યા હતા

રાજકોટ સત્યાગ્રહમા એમણે આગેવાનીભર્યો ભાગ લીધો " યાત્રા ભોગવી હતી

સરદારગઢના તરફથી એમણે ચનાવેલી લડત અને દા વિસરી શકતી નથી તેઓ બાહોશ પ્રશ્નોના ઉંડા અભ્યાસી તરિકે સારી



## રા. સા. શેઠ શ્રી૦ કાન્તિલાલ ઇશ્વરલાલ

વૃક્ષ હોય પણ ફળ ન આપતું હોય તો તેનું ઉગવું જેમ નકામું તેમ મનુષ્યનું જીવન પણ જગતને ઉપયોગી ન થઇ પડે તો તેનું જન્મવું પણ નકામું. શેઠ શ્રી૦ કાન્તિલાલ જન્મ્યા અને જીવન જીવી જાણ્યું. " પરોપકારાય મિદમ શરીરમ્ " એ ભાવના એમનામાં છે.

એમનો જન્મ ૧૯૦૧ માં મુંબઈ ખાતે થયેલો. અને વિદ્યાર્થી



જીવન પણ અહિંઆ જ વિતેલું. મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ તેઓ પોતાના મામાશ્રી શેઠ ચંદુલાલ વછરાજની પેઢીમાં જોડાઇ ગયા. કુશળ બુદ્ધિએ ક્ષેત્ર વિશાળ બનાવ્યું અને સ્વતંત્ર ધંધાની શરૂઆત કરી. ધંધો જામ્યો અને ધનવાન પણ બન્યા. શેર બજાર એટલે ભાગ્ય તેજ હોય તો ભરતી ચઢતાં વાર નહિ.

કેવળ કમાણી કરવામાં એમણે પોતાના જીવનનું સાર્થક માન્યું નથી. સમાજસેવા એમનું ધ્યેય છે. અનેક સામાજિક સંસ્થાઓને એમની સખાવતોનો લાભ મળતો રહ્યો છે. રાધનપુરમાં ઇશ્વરલાલ અમુલખભાઇ બોર્ડિંગ તથા મુંબઇ ખાતેની જૈન ગર્લ્સ હાઇસ્કુલ એમની ઉદાર સખાવતોના સેવાધામ છે. આ ઉપરાંત અન્ય સામાજિક તથા ધાર્મિક સખાવતો

પ્રશંસાને પાત્ર છે. એમની સેવાઓની કદર કરીને મહાસભાવાદી સરકારે એમને જે. પી. બનાવ્યા.

વિવિધ ઔદ્યોગિક, સામાજિક તથા ધાર્મિક સંસ્થાઓમાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે. એમનું જીવન વધુ ઉજ્જ્વળ ભાવિની આશા આપે છે. લક્ષ્મી છે પરંતુ લક્ષ્મીનો ઘમંડ નથી. નમ્રતા અને સેવાભાવ એમની યોગ્યતાને વધુ આદરને પાત્ર બનાવે છે.

એમનાં પત્ની શ્રીમતિ શકુંતલાબ્હેન પણ સામાજિક અને ખાસ કરીને મહિલા ઉત્કર્ષના પ્રશ્નોમાં સારો રસ લઇ રહ્યાં છે. પતિની પ્રેરણામૂર્તિ. આદર્શ યુગ્મ.



## શ્રી૦ ચુનીલાલ શાહ

**શ્રી૦** ચુનીલાલ શાહ કરજણ તાલુકાના વકીલ હતા. પ્રજામંડળની પ્રવૃત્તિના કારણે અમલદારશાહીની આંખ રાતી બનતા એમની વકીલાતની સનદ લઈ લેવામા આવી હતી.



તેઓ નિડર કાર્યકર્તા છે જનસેવાથી સ્વાર્થ એમને વધુ વ્હાલો નથી. સનદ છીનવાયા પછી તો વધુ જોરશોરથી તેઓ પ્રજામંડળના કામકાજમા ખૂદ વડોદરામા જ રહીને ખુપી ગયા છે વડોદરાની જનતાને સ્વાર્થત્યાગનો એમણે પાઠ આપ્યો છે.

સ્વાર્થત્યાગ વિના સેવા ન થઇ શકે



## શ્રી૦ ઇસ્માઈલ હિરાણી

**શ્રી૦** ઇસ્માઈલ હિરાણી ખોજા કોમના ધાગશથી ભરેલા યુવાન છે. ખોજા કોમમા જાગ્રતિના પૂર



ફેલાવતા તેઓ ગુંડાઓની છરીના ભોગ બન્યા હતા.

રાજકોટની ગત્ લડતોમા તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. યુવાન જનતામાં તેઓ સારૂ માન ધગવે છે.

શ્રી૦ વજુભાઇના તેઓ સાથીદાર છે. એમની સાથે રહીને તેઓ પણ સમાજવાદી શ્રેણીના પૂજારી બન્યા છે



## ૨ ગોવિંદજી

૧૯૩૯ ની સાલ રાજસ્થાનોના ઇતિહાસમાં યાદગાર રહેશે. એ સાલમાં હિંદના સેંકડો દેશી રાજ્યોમાં જવાબદાર રાજતંત્રની લડતનો જુવાળ આવ્યો. એવા કટોકટીના સમયમાં, "ઑર્ડર ઑફ મેરીટ"નો પ્રથમ વર્ગનો સુવર્ણચંદ્રક એનાયત કરનાર ખુદ જામનગર રાજ્યની સામે, પ્રજામંડળનું પ્રમુખસ્થાન સ્વિકારી લડતની દોરવણી કરનાર શેઠ શ્રી૦ વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજીનો જન્મ ૧૮૮૨ ની સાલના નવેંબર માસની ત્રેવીસમી તારિખે જામ ખંભાળીઆ ખાતે ભાટીઆ જ્ઞાતિમાં થયો હતો.



મુંબઇની હાઇસ્કૂલમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી તેઓ પોતાના પિતાશ્રીના કાકા ઘેલા દયાળની કાપડની પેઢીમાં જોડાઈ પંદર-સોળ વર્ષની ઉંમરે ધંધાની શરૂઆત કરેલી. તેમણે પોતાના પિતાશ્રી દામોદર ગોવિંદજીના નામથી દુકાન ખોલી કાપડનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. સને ૧૯૧૮ થી પોતાના નામથી કેટલીક મિલોનાં કાપડની સેલિંગ એજન્સીઓ ચલાવી હાલમાં પેટર્ન, ક્રાઉન તથા હિંદુસ્થાન મિલોની સેલિંગ એજન્સી ધરાવે છે. ધંધામાં સારૂં ધન પ્રાપ્ત કર્યું અને સાથે સાથે વિકાસ પણ સાધ્યો. તેઓ આજે ધી ઇન્ડિયન સ્પિનિંગ એન્ડ વિવિંગ કંપની

લી૦, ધિ વેસ્ટર્ન ઇન્ડિઆ સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કંપની લી૦, ધિ સોલાપુર સ્પીનીંગ એન્ડ વિવિંગ કંપની લી૦, વિગેરે મિલોના સંચાલક પણ બન્યા છે. આ ઉપરાંત તેઓ વિમા ઉદ્યોગના વિકાસમાં ઉંડો રસ ધરાવે છે. કેટલીએ સખાવતી સંસ્થાઓ, હોસ્પિટલો, કેળવણી સંસ્થાઓ, તથા વેપારી સંસ્થાઓનાં સંચાલનમાં તેમનો આગેવાનીભર્યો ભાગ છે. તથા તેમાં જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવે છે. એમણે જનતાનો વિશ્વાસ સંપાદન કર્યો છે.

લગભગ સોળ–સત્તર વર્ષોથી તેઓ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય તરિકે ચુંટાતા આવ્યા છે અને તેની સ્ટેન્ડીંગ કમિટિઓના સભ્ય તરિકે પણ ચુંટાયલા.

કોંગ્રેસ સરકાર તરફથી તેમને સને ૧૯૩૯ માં જસ્ટીસ ઑફ ધી પીસ જાહેર કરવામાં આવ્યા હતા અને પાછળથી ઑનરરી મેજીસ્ટ્રેટ બનાવવામા આવ્યા છે.

રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસમા, સામાજિક સેવાઓમાં તથા જનતાની ન્યાયી લડતોમાં તેમનો કીંમતી ફાળો છે.



## શ્રી૦ પરિક્ષીતલાલ મઝુમદાર

શ્રી૦ પરિક્ષીતલાલ મઝુમદાર ગુજરાતના વિદ્યાપીઠના સ્નાતક છે. ગુજરાતના હરિજન સેવક સંઘના મુખ્ય સંચાલક છે.



૧૯૨૦ ની અસહકારની ચળવળથી એમના જાહેર જીવનની શરૂઆત થયેલી. ત્યારથી આજ સુધી તેઓ મહાસભા તથા જનતાની એકધારી સેવાઓ બજાવતા આવ્યા છે.



## શ્રી૦ રસિકલાલ પરિખ

લીંબડીના નવજવાન કાર્યકર શ્રી૦ રસિકલાલ પરિખના નામથી રાજસ્થાની પ્રજા અજાણ નથી. ધનવાન કુટુંબમાં જન્મીને એમણે ધાર્યું હોત તો વૈભવી જીવન ગુજારી શક્યા હોત પરંતુ એમણે માર્ગ પસંદ કર્યો જનસેવાનો.



રાજકોટ અને લીંબડી સત્યાગ્રહમાં એમણે બજાવેલી સેવાઓ પ્રશંસાને પાત્ર છે; એના સંચાલનમાં એમનો અગત્યનો હિસ્સો છે. ૧૯૩૦-૩૨ ના સત્યાગ્રહમાં પણ તેમણે ભાગ લીધો હતો. અને જેલયાત્રા સેવી હતી.

લીંબડીના હીજરતીઓ વચ્ચે તેઓ અણનમ આગેવાનને શોભે એવું સુંદર કાર્ય બજાવી રહ્યા છે. લડતના છેલ્લા તબક્કા સુધી વ્યવસ્થિત લડત ચલાવવાની અને ધીરજથી કામ લેવાની આવડત એમનામાં છે.



## શેઠ શ્રી૦ બહેરામ એન૦ કરંજ્યા

સખ્ત વિરોધનો મજબુત સામનો કરીને ૧૯૩૯ ની સાલના મુંબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનના મેયર તરિકે ચુંટાઈ આવનાર શેઠ શ્રી૦ બહેરામ એન૦ કરંજ્યાનો જન્મ ૧૮૭૬ ની સાલમાં મુંબઈ ખાતે થયો હતો.

સત્તર વર્ષની ઉંમરે તેઓ ધંધામાં પડેલા. રેશમના રાષ્ટ્રિય ઉદ્યોગના વિકાસમાં તેઓ મહત્વનું સ્થાન ભોગવે છે. ખંત અને ધીરજ એમનો મુદ્રાલેખ.



૧૯૧૩ માં એમના જાહેર જીવનની શરૂઆત થઇ. ૧૯૧૪-૧૮ ના વિશ્વયુદ્ધ પ્રસંગે હિંદી સરકાર તરફથી નિમાયેલ વિવિધ સમિતિઓમાં તેમણે જવાબદારીભર્યા હોદ્દાઓ ભોગવ્યા હતા. સરકારે એમની સેવાઓની કદર કરી જે. પી. તથા ઑનરરી પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ બનાવ્યા તથા કૈસરે હિંદ વિગેરે ચંદ્રકોની નવાજેશ કરી. કૉટન ટેક્ષટાઇલ ઇન્ડસ્ટ્રી, ગોલ્ડ થ્રેડ ઇન્ડસ્ટ્રી, સિલ્ક ઇન્ડસ્ટ્રી અને ઇન્ડીઅન રેલ્વે એન્કવાયરી ( વેજવુડ ) કમિટિ સમક્ષ તેમણે જુબાનીઓ આપી હતી.

' સિંધ રીલીફ ફંડ ' બિહાર ધરતિકંપ સંકટ નિવારણ ફંડ તથા શહેરમાં વખતોવખત ફાટી નીકળતાં કોમી રમખાણો પ્રસંગે તેમણે મહત્વની સેવાઓ બજાવી હતી. ઉપરાંત ધાર્મિક તથા

હૉસ્પિટલો માટેનાં ઉઘરાણાઓમાં નાણાં ભેગાં કરવામાં આગળ પડતો ભાગ લેતા આવ્યા છે.

ઑનરરી પ્રેસિડન્સી, મેજીસ્ટ્રેટ સોસાયટિ, ઇન્ડીઅન મર્ચંટસ ચેમ્બર, વરસોવા બીચ કમિટિ, મ્યુનિ૦ વર્કસ કમિટિ, સ્ટેન્ડીંગ કમિટિ તથા બોમ્બે સિલ્ક મરચંટસ એસોસીએશનનું પ્રમુખપદ તથા બોમ્બે પોર્ટ ટ્રસ્ટનુ ટ્રસ્ટીપદ તેમણે ભોગવ્યું છે. ૧૯૩૯ ની સાલના મુબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનના મેયર તરિકે ચુંટાયા હતા.

તેઓ આજે બોમ્બે ફીલ્મ સેન્સર્સ બૉર્ડ, જી. આઇ. પી. રેલ્વે, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે તથા જરબાઇ વાડીઆ ચિલ્ડ્રન હૉસ્પિટલની સલાહકારી સમિતિ તથા વેસ્ટર્ન ઇન્ડીઆ ઑટોમોબાઇલ એસોસીએશનના સભ્ય છે. ઉતારૂઓને રાહત આપનારી મંડળી તરફથી મુસાફરોની સગવડ માટે લડત ચલાવતા આવ્યા છે.

૧૯૩૭ ની ધારાસભાની ચુંટણીમાં મુબઇ શહેર તથા પરાં વિભાગમાંથી મુંબઇની ધારાસભાની ચુંટણીમાં સૌથી વધુ મતે ચુંટાઇ આવ્યા હતા.



## શ્રી૦ પ્રાણલાલ મુનશી



વડોદરાના જાણીતા વકીલ શ્રી૦ પ્રાણલાલ ઠાકોરલાલ મુનશીનો જન્મ ભરૂચ ખાતે ભાર્ગવ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો.

વડોદરા પ્રજામંડળની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા છે. વડોદરામાં જે ચેતન જોવામાં આવે છે તે પાછળ એમનો હિસ્સો થોડો નથી. જનસેવા માટે પોતાની જાતને જોખમમાં મૂકતાં ડર્યા નથી.

પ્રજામંડળ તરફથી નીકળતી પત્રિકાના તેઓ તંત્રી છે તથા પ્રજામંડળના મંત્રી છે.



## શ્રી૦ શંકરલાલ બેંકર



શ્રી૦ શંકરલાલ બેંકર જ્ઞાતિએ જૈન છે. હોમરૂલ ચળવળથી તેમણે જાહેર પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું છે.

નવજીવન પત્રના સંચાલક હતા તે સમયે એમના પર રાજદ્રોહનો આરોપ મૂકીને સરકારે એમના પર કામ ચલાવ્યું હતું તથા બે વર્ષની સજા થઈ હતી.

આજે તેઓ અમદાવાદ ખાતે મજુર તથા ખાદી પ્રચારની પ્રવૃત્તિઓમાં પરોવાઇ ગયેલા છે.



## શેઠ શ્રી૦ જમનાદાસ ભાઉ

હિંદના જાણીતા ઝવેરાતના વેપારી શેઠ શ્રી૦ જમનાદાસ નરોત્તમદાસ ભાઉનો જન્મ ભાવનગર ખાતે પરજીઆ સોની જ્ઞાતિમાં ૧૮૭૬ ની સાલમાં થયો હતો.

સ્વ૦ શેઠશ્રી નરોત્તમદાસ ભાઉ મુંબઇ આવ્યા અને નાના પાયા પર ચાંદીના ધંધાને લગતી નાની દુકાન જમાવી. એમના પુત્ર શેઠ શ્રી૦ જમનાદાસ સામાન્ય ગુજરાતી શિક્ષણ લઇ પિતાના ધંધામાં પરોવાઈ ગયા. દિનપ્રતિદિન ધંધાનો વિકાસ થતો ગયો. સાથે સાથે શાખાઓ પણ ખૂલતી ગઇ.



૧૯૧૪ ના મહાયુદ્ધ પ્રસંગે વિદેશથી સાચા ઝવેરાતનો માલ આવતો બંધ થયો એટલે હિંદના ઝવેરાતના ઉદ્યોગના વિકાસને અવકાશ મળ્યો. શેઠ શ્રી૦ જમનાદાસે મોટા પાટા પર ઉદ્યોગની જમાવટ કરી અને છેલ્લામાં છેલ્લી ઢબની સોના ચાંદી તથા ઝવેરાતની જણસો તૈયાર કરવા માંડી. કરોડો રૂપિઆના ભોગે હિંદમાં આયાત થતું ઝવેરાત બંધ થયું. ૧૯૩૪-૩૫ માં શેઠશ્રીએ યુરોપ તથા અમેરિકાનો પ્રવાસ આદર્યો અને ધંધાને વધુ ઓપ આપ્યો.

કેવળ ધંધામાં જ નહિ પરંતુ સામાજિક સેવાઓમાં પણ તેમનો કિંમતી ફાળો છે. પોતાની જ્ઞાતિ કેળવણીની દિશામાં પછાત હોવાથી તેમાં કેળવણીના પ્રચાર માટે હજારોની સખાવત કરી છે; વિદ્યાર્થીઓના ઘડતરમાં આદર્શ ફાળો આપ્યો છે. આ ઉપરાંત અન્ય સામાજિક સંસ્થાઓને એમની સખાવતનો લાભ મળતો રહ્યો છે.

## શ્રી૰ શંભુશંકર ત્રિવેદી

પાલીતાણાના ખડતલ સૈનિક શ્રી૰ શંભુશંકર ત્રિવેદીના નામથી જનતા હવે અપરિચિત નથી. આજ કેટલાંએ વર્ષોથી તેઓ રાષ્ટ્રિય લડતો લડતા આવ્યા છે અને અનેક



વેળાએ પોતાના દેહને દમ્યો છે; કસોટીની એરણે ચઢાવ્યો છે.

બારડોલી, નાગપુર તથા ૧૯૩૦-૩૨ની લડતોમાં તેમજ કાઠીઆવાડની રાજસ્થાની લડતોમાં સક્રિય ભાગ આપવામાં એમણે પાછી પાની કરી નથી.

ધરાસણા પરના મીઠાના અગર ઉપરના હુમલા વખતે દંડાશાહીના તેઓ સખ્ત ભોગ બન્યા હતા. અમલદારશાહીએ એમની કનડગતો કરવામાં પાછી પાની કરી નથી.

પાલીતાણા એમની પ્રવૃત્તિઓનું કેન્દ્ર સ્થળ છે.



## શ્રી૦ રામજી દોશી

શ્રી૦ રામજી માણેકચંદ દોશી રાજકોટના જાણીતા આગેવાન વકીલ તથા બાર એસોસીએશનના પ્રમુખ છે.



શ્રી૦ રામજીભાઇ એટલે કાઠીઆવાડના રાજકીય ક્ષેત્રના જુના જોગી. રાજકોટની જવાબદાર તંત્રની બેઉ લડતોમાં એમણે ફાળો આપ્યો હતો.

વૃદ્ધાવસ્થાએ એમની ભાવનાશક્તિને મંદ બનાવી નથી. આજે પણ અન્યાય સામે માથું ઉંચકવાની ધગશ એમનામાં છે.



## શ્રી૦ પુરૂષોત્તમદાસ રણછોડદાસ

**શ્રી૦** પુરૂષોત્તમદાસ રણછોડદાસ કડીના જાણીતા મહાસભાવાદી વકીલ છે.



મહાસભા તથા વડોદરા રાજ્યની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઈ રહ્યા છે. મહેસાણા પ્રાંત પંચાયતના પ્રમુખ છે.

એમની પ્રવૃત્તિઓ અંગે એમને હેરાનગતિમાં મૂકવાના પ્રયાસો અમલદારશાહી તરફથી અનેક વાર કરવામાં આવ્યા છે. છતાં તેથી ડરી ન જતાં અણનમ જુસ્સો જાળવી રહ્યા છે.

## શ્રી૦ અમૃતલાલ શેઠ

વર્તમાન કાઠીઆવાડના સર્જકોમાંના એક તે શ્રી૦ અમૃતલાલ શેઠ. નરેન્દ્રોની નાગચુડમા પિસાતી અને રિબાતી પ્રજામાં એમણે ચેતનની ચિનગારી ચેતાવી એમનો જન્મ લગભગ ૧૮૯૦ ની સાલમાં દશા શ્રીમાળી વાણીઆ જ્ઞાતિમાં થયેલો.



શિક્ષક તરિકેના સામાન્ય જીવનથી એમના નોકરીઆત જીવનના શરૂઆત થઈ. કર્તવ્યપરાયણતાએ વઢવાણમાં ધારાશાસ્ત્રીપણું તથા લીમડી રાજ્યમાં ન્યાયાધિશપણું પણ કર્યું. પૂ. મહાત્માજીએ અસહકારની જાહેરાત કરતાં તેમણે એ પદને તિલાંજલિ આપી અને આખરે જન અને રાષ્ટ્રસેવક બન્યા. આ એમના જીવનનો પરિવર્તનકાળ.

રાજસ્થાની પ્રજાની સેવા માટે સૌરાષ્ટ્ર સેવા સમિતિની અન્ય સહકાર્યકરો સાથે સ્થાપના કરી અને જનતામાં જાગ્રતિનાં પૂર રેલાવવા વર્તમાનપત્રોની શરૂઆત કરી. સાથે સાથે સૌરાષ્ટ્ર સાહિત્યનો પણ ઉદય થયો. જે માન એમને જ ફાળે લેખી શકાય. જળપ્રલય અને દુષ્કાળ પ્રસંગોએ એમણે બજાવેલી સેવાઓ માટે હજીએ જનતા પ્રશંસાના પુષ્પો વેરે છે.

૧૯૨૬ માં ધારાસભાના સભ્ય તરિકે ચુંટાયા અને ૧૯૩૦ માં મહાત્માજીએ હાકલ કરતાં એમાંથી સભ્યપદનું રાજીનામું આપી

## શ્રી૦ ગોરધનદાસ મોરારજી

**શ્રી૦** ગોરધનદાસ ગોકુળદાસ મોરારજીને જોતાં જ બીજી ક્ષણે મ્હને સ્વ૦ શ્રી૦ લક્ષ્મીદાસ રવજી તેરસીના શબ્દો યાદ આવે છે. જાહેર મેળાવડા સમક્ષ શ્રી૦ તેરસીએ ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કે " મ્હારી ભાટિઆ કોમમાં મારૂં સ્થાન જાળવી શકે એવી કોઈ પણ વ્યક્તિ ઉંચી આશાઓ આપતી હોય તો તે શ્રી૦ ગોરધનદાસ મોરારજી છે. એમનામાં સેવાભાવ અને ધગશ બન્ને છે. "



નાની ઉંમરથી જ એમણે જાહેર જીવનમાં ઝંપલાવ્યું છે. દશ બાર વર્ષથી તેઓ મુંબઇની કૉરપોરેશનના સભ્ય છે તથા તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં પણ ચુંટાતા આવ્યા છે. જગતના પ્રવાસ દરમ્યાન શહેર રચના તથા સ્લમ ક્લીઅરન્સ તેમજ વેપારને લગતા પ્રશ્નોનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો હતો. જે એમના " શહેરી બાવા " તરિકેના જીવનમાં ઉપયોગી થઈ પડયો.

કેવળ મ્યુનિસિપાલિટિની પ્રવૃત્તિઓમાં એમનું કાર્યક્ષેત્ર રૂંધાતું નથી. ઇન્ડિઅન મરચંટસ ચેંબર, ઇન્ડિઅન ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના પ્રમુખપદેથી સેવાઓ બજાવી છે. હિંદુ યંગ મેન્સ એસોસીએશન, રેલ્વે પેસેનજર્સ રીલીફ એસોસીએશન, રેડીઓ

તેઓ લડતમાં જોડાઈ ગયા અને હસતે ચ્હેરે અઢી વર્ષની સખ્ત સજા સ્વિકારી લીધી.

ત્યાર બાદ લંડન ખાતે મળેલી ગોળમેજી પરિષદ્ પ્રસંગે તેઓ ત્યાં રાજસ્થાની પ્રજા પરિષદ્ તરફથી રાજસ્થાની પ્રશ્નોના પ્રચારાર્થે ગયા અને પાછા ફરતાં આફ્રિકા ઉતર્યા, ત્યાં પણ પ્રચારકાર્ય તથા ફંડફાળાના ઉઘરાણાનું કાર્ય કરી હિંદ પાછા ફર્યા. મુંબઇના બારામાંથી જ એમની ધરપકડ કરવામાં આવી. અને પુનઃ બે વર્ષની સજાના ભોગ બન્યા.

એમનું બીજું મહત્વનું કાર્ય સ્ટેટ પીપલ લી૦ ની સ્થાપનાનું છે, જે દ્વારા એમણે સુંદર સેવાઓ બજાવી છે તથા રાજસ્થાની પ્રજા માટે લડતો ચલાવી છે.

આજે તેઓ ચીનમાં નિવૃત્ત જીવન ગુજારે છે. જનતાને એમની સુહૃદયી સેવાનો વધુ લાભ મળો એ જ પ્રાર્થના.



## શ્રી૦ ગોરધનદાસ મોરારજી

**શ્રી૦** ગોરધનદાસ ગોકુળદાસ મોરારજીને જોતાં જ બીજી ક્ષણે મ્હને સ્વ૦ શ્રી૦ લક્ષ્મીદાસ રવજી તેરસીના શબ્દો યાદ આવે છે. જાહેર મેળાવડા સમક્ષ શ્રી૦ તેરસીએ ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કે " મ્હારી ભાટિઆ કોમમાં મારૂં સ્થાન જાળવી શકે એવી કોઈ પણ વ્યક્તિ ઉંચી આશાઓ આપતી હોય તો તે શ્રી૦ ગોરધનદાસ મોરારજી છે. એમનામાં સેવાભાવ અને ધગશ બન્ને છે. "



નાની ઉમરથી જ એમણે જાહેર જીવનમાં ઝંપલાવ્યું છે. દશ બાર વર્ષથી તેઓ મુંબઈની કોર્પોરેશનના સભ્ય છે તથા તેની સ્ટેચ્યુટરી કમિટિઓમાં પણ ચુંટાતા આવ્યા છે. જગતના પ્રવાસ દરમ્યાન શહેર રચના તથા સ્લમ કલીઅરન્સ તેમજ વેપારને લગતા પ્રશ્નોનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો હતો. જે એમના " શહેરી બાવા " તરિકેના જીવનમાં ઉપયોગી થઈ પડ્યો.

કેવળ મ્યુનિસિપાલિટિની પ્રવૃત્તિઓમાં એમનું કાર્યક્ષેત્ર રૂંધાતું નથી. ઇન્ડિઅન મરચંટસ ચેમ્બર, ઇન્ડિઅન ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના પ્રમુખપદેથી સેવાઓ બજાવી છે. હિંદુ યંગ મેન્સ એસોસીએશન, રેલ્વે પેસેનજર્સ રીલીફ એસોસીએશન, રેડીઓ

કલબ, સોસીઅલ સરવીસ લીગ, હ્યુમેનીટેરીઅન લીગ, અને એવી અનેક સંસ્થાઓમાં તેઓ મહત્વનું સ્થાન ભોગવી રહ્યા છે. જે એમના મળતાવડા સ્વભાવને તથા સેવા-ધગશને જ આભારી લેખી શકાય. મુંબઇના કોમી રમખાણોના પ્રસંગે જીવના જોખમે શાંતિ સ્થાપવાના તથા જનકલ્યાણના પ્રયાસો તેમણે કર્યાં હતા. તેઓ રાષ્ટ્રવાદી તથા પ્રગતિવાદી છે.

હિંદી સરકાર તરફથી મુંબઇ, પુના અને અમદાવાદ પોસ્ટ ઑફિસોના ટ્રેઝરરનો માનવંતો ઓદ્દો એમને આપવામાં આવ્યો છે. એમનું યશસ્વી જીવન યુવાનો માટે પ્રેરણારૂપ લેખી શકાય.



## શ્રી૦ બળવંતરાય મહેતા

ગાંધીયુગની જ્યારથી શરૂઆત થઈ ત્યારથી ભારતવર્ષમાં અજબ પરિવર્તન થયું છે. જનતામાંથી સ્વાર્થની ભાવના વિલિન થવા લાગી અને આત્મભોગની ભાવના પ્રગટી, ભીરુતા ઓસરવા લાગી અને આત્મબળની ભરતી થઇ, આડંબર અદૃશ્ય થતાં નમ્રતા વધી.



આ પરિવર્તનયુગની અસર શ્રી૦ બળવંતરાય ગોપાળજી મહેતા પર પણ થઈ. એમણે ૧૯૨૦ ની સાલમાં કૉલેજનો અભ્યાસ છોડયો અને સાથે સાથે જીવન-સુખ અને વૈભવની લાલસા પણ ત્યાગી. એમનું મૂળ વતન ભાવનગર.

આજે તેઓ રાજસ્થાની પ્રજાની સેવામાં મસ્ત બન્યા છે. એમના પર અનેકવિધ જવાબદારીઓ છે. કાઠીયાવાડના રાજકારણમાં અગ્રસ્થાન ભોગવે છે. સારૂંએ જીવન એમણે રાષ્ટ્રસેવા અને જનકલ્યાણમાં સમર્પ્યું છે.

નાગપુર સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ તથા ૧૯૩૦–૩૨ ની મહાસભાની લડતોમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને તે દરમ્યાન જેલયાત્રાઓ સેવી હતી.

એમનું જીવન રાજસ્થાની પ્રજાને માર્ગદર્શક બનો.

## શ્રી૦ રવિશંકર મહારાજ

**શ્રી૦** રવિશંકર મહારાજ એટલે મહાસભાના જુના અને ખડતલ સૈનિક. નાગપુર, બારડોલી તથા ૧૯૩૦–૩૨ ની સાલની લડતોમાં અગ્રભાગ લીધો હતો તથા જેલ-યાત્રા ભોગવી હતી.

૧૯૩૦–૩૨ ની સાલમાં બોરસદ તાલુકામાં જે જાગ્રતિ જોવામાં આવી તે એમણે રેડેલા ચેતનને જ આભારી લેખી શકાય.



આ ઉપરાંત ખેડા જીલ્લાની ગણાતી ગુન્હેગાર જાતિઓ વચ્ચે રહીને એમણે સુંદર સેવાઓ બજાવી છે; એ જાતિઓને સ્વાશ્રયી તથા મહેનતુ બનાવી છે.

ઉત્તર મહેસાણામાં પણ આ જ પ્રકારનું કામ કરી ત્યાંની ગુન્હેગાર જાતીઓને તેમણે માનવતાના પાઠો ભણાવ્યા છે.

માણસ ધારે તો પોતાનું જીવન ઉજ્જ્વળ બનાવી શકે. એટલું જ નહિ પરંતુ પરાયા જીવનને પણ ઉજ્જ્વળ પંથે દોરી શકે છે. અને એનો આદર્શ નમુનો તે શ્રી૦ રવિશંકર મહારાજ છે.

મહાત્માજીએ તો એમને ગુન્હેગાર જાતિઓના 'ગોર'નું બિરૂદ આપ્યું છે.

✠

## શ્રી૦ હરિદાસ આસર

**ભા**રત વિમા કંપનીની મુંબઈની શાખાના મેનેજર શ્રી૦ હરિદાસ નરભેરામ આસરનો જન્મ રાજકોટ ખાતે ભાટિયા જ્ઞાતિમાં થયેલો અને ત્યાંની જ શાળાઓમાં એમનું વિદ્યાર્થી જીવન વ્યતિત થયું.

વિદ્યાર્થી જીવનમાંથી જ એમની શક્તિનો પરિચય એમના પરિચયમાં આવનાર વ્યક્તિઓને થવા લાગેલો. રાજકીય અને સામાજિક સેવાની ધગશ આ સમય દરમ્યાન વિકાસ પામી.



ગરિબ વિદ્યાર્થીઓને મદદરૂપ થઇ પડે એ ભાવનાએ " જીવન સુધા મંડળ "ની સ્થાપના કરી હતી. રાજકોટ નરેશના આમંત્રણે જ્યારે મહાત્માજી રાજકોટ પધારેલા ત્યારે તેઓ સ્કાઉટોના વડા હતા. એમની કાર્યદક્ષતા પર મહાત્માજીએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં; પોતાના જ હસ્તાક્ષરોમાં સુંદર પ્રમાણપત્ર આપ્યું.

અસહકારની ચળવળ ઉપડતાં સરકારી શાળાને નમસ્કાર કરી રાષ્ટ્રિયશાળામાં જોડાઇ ગયેલા. ત્યાર બાદ આજીવિકાનો પ્રશ્ન ઉભો થયો અને શ્રી૦ આસર વિમાક્ષેત્રમાં જોડાયા. પરંતુ એ સંસ્થા વિદેશી હતી. મહાત્માજીએ દાંડીની કૂચ આદરતાં તેમણે એ સંસ્થા ત્યજી રાષ્ટ્રિય વિમાક્ષેત્ર ગોત્યું. રાજામહારાજાઓ તથા મોટા શેઠીઆ-

એના લાખોના વિમા મેળવવા શક્તિશાળી થયા. જે બદલ તેમણે સુવર્ણચંદ્રક મેળવ્યા. યોગ્યતા અને કુશળતા.

આજે તેઓ ભારત વિમા કંપનીની મુંબઇની શાખાના મેનેજર છે. એ સંસ્થાનો મુંબઇ વિભાગનો જે વિકાસ થયો છે તે એમની શક્તિ અને લાગવગને જ આભારી છે.

કેવળ વિમા જગતમાં જ નહિ પરંતુ સાહિત્ય, સામાજિક તથા રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ પ્રત્યે તેમની સારી સહાનુભૂતિ છે; ઉંડો રસ ધરાવે છે.

રાષ્ટ્રિય વિમાક્ષેત્રમાં એમનો સંગીન ફાળો છે. એમની સંસ્થાની પ્રગતિ એમની કુશળતાની પ્રતિતી છે.

## શ્રી૦ જયકૃષ્ણ વર્મા

ગુજરાતના જાણીતા સાક્ષર અને સામાજિક કાર્યકર શ્રી૦ જયકૃષ્ણ નાગરદાસ વર્માનો જન્મ ૧૮૯૪ ની સાલના મે માસની ૨૬ મી તારિખે ભરૂચ ખાતે લોહાણા જ્ઞાતિમાં થયેલો.

મુંબઇ અને વિલાયતમાં કેળવણી લઇ બી. એ., એલએલ. બી., એમ. એસ. સી. બન્યા અને ૧૯૨૩માં મુંબઇની હાઇકોર્ટમાં વકીલાત આદરી. વિદ્યાર્થી જીવન યશસ્વી અને ઉદ્યમી હતું. અન્ય વિદ્યાર્થીઓની જેમ એમની દુનિઆ કેવળ પાઠ્ય પુસ્તકોમાં સમાતી ન હતી. સામાજિક, સાહિત્ય, જ્ઞાતિ અને મહિલા સેવાના પ્રશ્નો ઉપાડી લીધા હતા.



વકીલાત આદર્યા પછી પણ જાહેર સેવાનાં કાર્યોમાં એમણે ધંધાના સ્વાર્થને આડે આવવા દીધો ન હતો. સાહિત્ય સંસદ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, સર વસ્તુભાઈ શામળદાસ બેંક, ગુણસુંદરી, લોહાણા યુવક સંમેલન, નર્મદ શતાબ્દી ઉત્સવ સમારંભ તેમજ અન્ય અનેક સંસ્થાઓનું તેમણે કુનેહભરી રીતે સંચાલન કર્યું હતું. પ્રગતિનો પંથ દાખવ્યો હતો. બાહોશ સંચાલક.

એમની વ્યવસ્થાશક્તિ માટે શ્રી૦ મુનશીજી ઉચ્ચ અભિપ્રાય -

ધરાવે છે. અને ઘણીએ વાર એમની પ્રશંસા કરતા સાંભળ્યા છે. શ્રી૦ વર્મા જેમ આદર્શ વ્યવસ્થાપક તેમજ સામાજિક સંસ્થાઓને લગતા બંધારણના પ્રશ્નોના નિષ્ણાત પણ છે. એમના હાથે અનેક સંસ્થાઓનાં બંધારણો ઘડાયાં છે. સામાજિક સંસ્થાઓમાં તેઓ ટ્રસ્ટી તરીકે સુંદર સેવાઓ બજાવી રહ્યા છે

ચાર વર્ષથી તેઓ લુણાવાડાના દિવાનપદે છે. અધિકારી વર્ગ તેમજ પ્રજાવર્ગમાં લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. ખુદ લુણાવાડાના ના. મહારાજા સાહેબ એમની કાર્યદક્ષતા પર મુગ્ધ બન્યા છે; પ્રશંસા કરે છે.

શ્રી૦ વર્માની બેઉ બ્હેનો શ્રીમતિ વિદ્યાબ્હેન ચૈતન્યલાલ ઠક્કર સુરતમાં તથા શ્રીમતિ સ્નેહલીલાબ્હેન જ્યંતિલાલ ઠક્કર મુંબઈમા સામાજિક ક્ષેત્રોમાં સેવા બજાવી રહ્યાં છે, જે એમની જ પ્રેરણાને આભારી લેખી શકાય.

## કૉમરેડ પાંગારકર

કૉમરેડ પાંગારકરની સેવાઓથી મુંબઈ ઇલાકાની મજુર આલમ અજાણ નથી.



મુંબઈની મજુર હડતાળ પ્રસંગે એમને બ્રિટિશ હિંદમાંથી હદપાર કરવામાં આવ્યા હતા.

આજે તેઓ વડોદરા રાજ્યના નવસારી પ્રાંતમાં કીસાન પ્રવૃત્તિમાં પરોવાઈ ગયા છે.



## શેઠ શ્રી શૂરજી વલ્લભદાસ

**રા**ષ્ટ્રિય ઉદ્યોગોના વિકાસ માટે સતત આત્મભોગ આપનાર શેઠશ્રી શરજી વલ્લભદાસનો જન્મ કચ્છના સુંથરી મુકામે ૧૮૮૭ ની સાલમાં થયેલો.

સામાન્ય કેળવણી પ્રાપ્ત કરી તેમણે નાની વયે વેપારી ક્ષેત્રમાં ઝુકાવ્યું, અને એક વખત એવો પણ આવી ગયો કે શ્રી૦ શરજીભાઈ "રંગના રાજા" કહેવાયા યુરોપના પ્રવાસ દરમ્યાન રંગના ઉદ્યોગનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો છે.



૧૯૩૦ ની સાલમાં તેમણે શ્રી૦ શરજી વલ્લભદાસ સ્વદેશી બજાર લી૦ ની સ્થાપના કરી પરંતુ એમાં એમને ભારે ખોટ ખમવી પડી અને ઔષધ વિભાગ સિવાયના અન્ય સઘળા વિભાગો બંધ કરવા પડયા; રાષ્ટ્રિય ઉદ્યોગમાં આદર્શ આત્મભોગ આપ્યો. તેઓ અત્યારે રાષ્ટ્રિય વહાણવટાંના વિકાસમાં સક્રિય ફાળો આપી રહ્યા છે.

શ્રી કચ્છી પ્રજાકીય પરિષદના પ્રથમ સંમેલનના તથા કચ્છી ખેડુત પ્રજા સંગઠન સમિતિનાં પ્રમુખ અને "કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડ"ના મંત્રી તરિકેની તેમની સેવાઓ તથા આર્યધર્મ પ્રત્યેની તેમની ઉંચી ભાવનાઓ સુપરિચિત છે.

સમાજસેવા તથા સ્વદેશી પ્રચાર એ જ જાણે મુદ્રાલેખ.

## શ્રી० બી. એન. મહે

**જા**ણીતા મહાસભાવાદી તથા સામાજિક કાર્યકર શ્રી० બી. એન મહેશરી આજ ત્રીશ વર્ષોથી જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લેતા આવ્યા છે.



હોમરૂલ લીગ, ખિલાફત, તિલક સ્વરાજ ફંડ, ગુજરાત રેલસંકટ નિવારણ ફંડ, કવેટા ભૂકંપ રાહત ફંડ, ૧૯૩૨ નું કોમી હુલ્લડ, વિગેરે પ્રસંગોએ એમણે મહત્વની સેવાઓ બજાવી હતી. આ ઉપરાંત સ્ત્રી-ઉત્કર્ષ, વ્યાયામપ્રચાર, તથા સાહિત્યની બાબતમાં ઉંડો રસ લઈ રહ્યા છે.

સ્વ. દાદાભાઇ, સ્વ. લોકમાન્ય તિલક, સ્વ ડૉ. એનિબિસેંટ, સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ વિગેરેનો અંગત પરિચય સેવ્યો છે. સ્વ. વિઠ્ઠલભાઈની મ્યુનિ० નેશનલ પારટીના તેઓ "વ્હીપ" હતા.

માટુંગા મહાસભા સમિતિના મ્યુનિસિપલ ઇમ્પ્રુવમેંટસ તથા વર્કસ કમિટિના પ્રમુખ તરિકેની તેમની સેવાઓ સુવિદિત છે.

સામાન્ય કેળવણી લઈ મહત્વના સ્થાનોએ પુગનાર વ્યક્તિની કુશળતા, ખંત અને કર્તવ્યપરાયણતા માટે શંકાને સ્થાન હોઇ શકે નહિ.

## શ્રી૦ નાનુભાઈ દેસાઈ

જાણીતા મહાસભાવાદી તથા સામાજિક કાર્યકર શ્રી૦ નાનુભાઇ વસનજી દેસાઇનો જન્મ અનાવિલ જ્ઞાતિમાં સુરત જીલ્લામાં ૧૯૦૦ ની સાલમાં થયેલો.

મુંબઇની વિલસન કૉલેજમાંથી બી. એ. બન્યા બાદ તેમણે જી. ડી. એ. આર. એ.ની પરિક્ષા આપી. પોતાની પેઢી ખોલી પબ્લીક એકાઉન્ટન્ટ તરિકેનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. વિદ્યાર્થી જીવન યશસ્વી હતું. જી. ડી. એ. ની પરિક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થઇ તેમણે સુવર્ણચંદ્રક મેળવ્યો હતો. ઑડીટર તરિકેની કારકીર્દિ યશસ્વી છે. સરકાર તરફથી સ્થપાયલી ઓલ ઇન્ડીઆ એકાઉન્ટન્સી બોર્ડના સભ્ય તરિકે તેમની ચુંટણી થઇ છે.



એમનું જીવન અનેક સામાજિક તથા મહાસભાવાદી સંસ્થાઓ સાથે સંકળાયલું છે. અને તેમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે. એમનું આડંબરરહીત.જીવન તથા .નીખાલસ સ્વભાવ સૌને આકર્ષે છે. મૂંગા સેવક.

## શ્રી૦ કેશવલાલ મણિઆર

**શ્રી૦** કેશવલાલ ભીખાભાઈ મણિઆરની સામાજિક, સાહિત્ય તથા સ્ત્રી-ઉત્કર્ષને લગતી સેવાઓ જનતાને સુપરિચિત છે. આજે સીત્તેર વર્ષની ઉંમરે પુગવા છતાં એમની વૃદ્ધાવસ્થાએ સેવાક્ષેત્રને રૂંધ્યું નથી.



ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના વિકાસમાં તથા સદર સ્થિતિએ લઈ જવામાં તેમનો આદર્શ ફાળો છે. ચાલુ ધંધાને લાત મારીને જીવનની મહત્વાકાંક્ષાને આગળ કરી તેમણે સ્વેચ્છાએ સેવામાર્ગ સ્વિકાર્યો છે. સ્વભાવે ી અને માયાળુ શ્રી૦ કેશવલાલભાઈ.



## શ્રી૦ નરહરિ પરીખ

જીવનની મહત્વાકાંક્ષાઓ ત્યજી શ્રી૦ નરહરિ પરીખ પૂ૦ મહાત્માજીના પરમ ઉપાસક બન્યા છે. મહાત્માજી ગુજરાતમાં આવ્યા અને તેઓ તેમની સાથે જોડાઇ ગયા. વકીલાતમાંથી દ્રવ્ય પેદા કરવાની તથા સુખ માણવાની



લાલસાઓને એમણે સદાયને માટે છોડી દીધી. રાષ્ટ્ર તથા જનસેવાની દિક્ષા લીધી.

તેઓ આજે બારડોલીના પછાત પ્રદેશમાં વર્ષો થયાં કેળવણી પ્રચાર, ખેડુત સેવા તથા ગ્રામ્યોદ્ધારની પ્રવૃત્તિઓમાં ગૂંથાઇ ગયા છે.

ગૂજરાત વિદ્યાપીઠના અધ્યાપક તથા મહામંત્રી, હરિપુરા મહાસભાની સ્વાગત સમિતિના મહામંત્રી તથા આદર્શ કેળવણીકાર તરિકેની તેમની સેવાઓ સુપરિચિત છે. બારડોલી સત્યાગ્રહ પ્રસંગે ખેડુતોના કેસ સબળ કરવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી હતી.



## શ્રીમતિ જ્યોત્સના શુકલ

દુઃખોની વરસતી ઝડીઓ વચ્ચે રાષ્ટ્રિય સંગ્રામનાં પૂરમાં ઝુકાવનાર શ્રીમતિ જ્યોત્સના શુકલની સેવાઓ અપરિચિત નથી. એમના પિતાશ્રી જેવચરામ ત્રિવેદી સુરતના જાણીતા વકીલ હતા.

બાળપણમાં વૈધવ્ય પ્રાપ્ત થયું અને પિતૃગૃહે આવ્યાં. એ ઘા તો હજી રૂઝાયા ન હતા ત્યાં તો એમના ચાર ભાઇઓ અને બે બ્હેનો થોડા થોડા અંતરે અવસાન પામ્યાં. કેવળ પાસે રહ્યાં એક ભાભી અને એક ભત્રિજી.



એમના છેલ્લા અને નાના ભાઇનું અવસાન ૧૯૩૦ માં થયું. ત્રણેક મહિના એ વાતને હજી વિત્યા નહોતા અને મુક્તિ સંગ્રામની હાકલ પડી. માયકાંગલી દેહ પાછળ ધિકતા જ્વાળામુખીના બળે સંગ્રામમાં ઝુકી પડયાં; અનેકવાર સજાઓ સહન કરી.

સુરત શહેર સમિતિ તથા વિદ્યાર્થી મંડળના પ્રમુખ, સુરત જીલ્લા મહાસભા સમિતિના ઉપપ્રમુખ "સુદર્શન" પત્રના તંત્રી તથા હરિપુરા મહાસભા અધિવેશનની સ્વાગત સમિતિના સહમંત્રી તરિકેની તેમની લોકપ્રિયતા અને કાર્યદક્ષતા સૌને વિદિત છે.

## શ્રી૦ કુરેશી

ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિની વ્યવસ્થા સમિતિના મુસ્લીમ સભ્ય શ્રી૦ કુરેશી મહાત્માજીના સહકાર્યકર શ્રી૦ ઇમામ સાહેબ બાવાઝીરના જમાઈ થાય.



મહાત્માજીએ જ્યારે ૧૯૩૦ માં દાંડીની કૂચ આદરી અને ધરાસણા જવા ૮૦ સૈનિકો સાથે નિકળ્યા હતા ત્યારે તેઓ તેમાં જોડાયા હતા. મહાસભાની લડતમાં તથા કાર્યપ્રવૃત્તિમાં વર્ષોથી ફાળો આપતા આવ્યા છે.

ગુજરાત વિદ્યાપીઠના તેઓ સ્નાતક છે.

## શ્રી૦ વજુભાઇ શુકલ

રાજકોટના આગેવાન અને સમાજવાદી પક્ષના અગ્ર કાર્યકર શ્રી૦ વજુભાઇ શુકલના નામથી રાજસ્થાની પ્રજા અજ્ઞાત નથી.

૧૯૨૦ ની સાલમાં મહાત્માજીએ હિંદીઓને અસહકારનો મંત્ર આપ્યો. શ્રી૦ વજુભાઇ જેવા ધગશ અને તમન્નાથી ભરેલા યુવાનના હૃદય પર એની ઉંડી અસર થઇ. એમણે બી. એ. ની ડીગ્રીને તિલાંજલિ આપી રાષ્ટ્રની પડખે આવી ઉભા.



ત્યારથી આજ સુધી તેઓ મહાસભાની તથા રાજસ્થાની પ્રજાની લડતોમા અગ્ર ફાળો આપતા આવ્યા છે. જાતે ગરિબ હોવા છતાં જ્યારે લડતના પ્રસગો આવ્યા છે ત્યારે કેવળ પોતાની જાતે જ નહિ પરતુ આપ્તજનોને રાષ્ટ્રની સેવામા સમર્પણ કર્યા છે.

ગત્ રાજકોટ સત્યાગ્રહ તથા ૧૯૩૦-૩૨ ની મહાસભાની લડતોમાં અણનમ લડત આદરીને તેમણે જેલયાત્રાઓ સેવી છે. કાઠીઆવાડની યુવાન જનતાના લાડીલા નેતા શ્રી૦ વજુભાઇ.

સ્વ૦ શ્રી૦ વીરાવાળા એમના સંબંધમાં કહેતા કે " જ્યારે લડત ચાલતી હોય અને તેમાં શ્રી૦ વજુભાઇ સામેલ હોય તો એ લડત લડી લેવી જ રહી. એમની સાથે સમાધાન ન થઈ શકે. "

તેમને રાજ્યે હિંદ સંરક્ષણ ધારાના નામે જેલની દિવાલો પાછળ ધકેલી દીધા છે, તેમણે જેલમાં જતાં એ જ સંદેશો આપ્યો છે કે "સ્વરાજ લડીને લઇ શકાય, હૃદયપરિવર્તનમાં હું માનતો નથી."

## શેઠ શ્રી ભાણજી ધરમસી શાપરીઆ

ધી શાપરીઆ આયન એન્ડ સ્ટીલ વર્કસના સ્થાપક અને માલીક શેઠ શ્રી ભાણજી ધરમસી શાપરી-આનો જન્મ જામનગર રાજ્યમાં આવેલ વેરાળ મુકામે જૈન

## શ્રી૦ ફુલચંદ શાહ

**શ્રી૦** ફુલચંદ કસ્તુરચંદ શાહ આજ વર્ષોથી રાજસ્થાની પ્રજાઓની લડતોમાં ભાગ લેતા આવ્યા છે. ૧૯૨૦ ના અસહકારના જમાનામાં તેમણે વઢવાણ રાજ્યમાં



રાષ્ટ્રિય શાળાની સ્થાપના કરી હતી. પરંતુ મહાત્માજીની હરિજન પ્રવૃત્તિથી એ શાળાના સંચાલનમાં ભારે મુશ્કેલીઓ ઉભી થઈ. ત્યાર પછી તેમણે હરિજન આશ્રમની સ્થાપના કરી.

કાઠીઆવાડમાં ખાખરેચી, ધ્રોળ, મોરબી તથા ધ્રાંગધ્રા સત્યાગ્રહમાં, બારડોલી, નાગપુર તથા ૧૯૩૦–૩૨ ની લડતોમાં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પરિણામે એમને અનેક યાતનાઓ સહન કરવી પડી અને જેલના મહેમાન પણ બન્યા હતા.

## શેઠ શ્રી ભાણુજી ધરમસી શાપરીઆ

ધી શાપરીઆ આયન એન્ડ સ્ટીલ વર્કસના સ્થાપક અને માલીક શેઠ શ્રી. ભાણુજી ધરમસી શાપરીઆનો જન્મ જામનગર રાજ્યમાં આવેલ વેરાળ મુકામે જૈન કોમમાં થયેલો.

સામાન્ય કેળવણી સંપાદન કરી તેઓ આ જીવિકાર્થે મુંબઈ આવ્યા. પ્રથમ લોખંડના એક કારખાનામાં નોકરીએ જોડાયા અને જ્યાં નોકરીએ રહ્યા ત્યાં ભાગીદાર બન્યા. વિશાળ બુદ્ધિ અને સાહસિક વૃત્તિને સંકુચિત ક્ષેત્ર ન રૂચ્યું. લોખંડ અને પોલાદના ઉગતા રાષ્ટ્રિય ધંધાના વિશાળ ક્ષેત્રમાં ઉજ્જવળ ભાવિ જોયું. અન્ય ઉદ્યોગપતિઓના સહકારથી છેવટે " ધી શાપરીઆ આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ "ની ૧૯૦૨ માં સ્થાપના કરી. આ કારખાનામાં



વિદેશી બનાવટોને બાજુએ નાખે તેવી લોખંડ અને પોલાદની બનાવટો તૈયાર કરવામાં આવે છે.

શેઠ શ્રી. શાપરીઆની ભાવના પ્રથમથી જ રાષ્ટ્રિય ઉદ્યોગને ઉન્નતિના માર્ગે વાળવાની છે અને તે પાછળ તેમણે સફળ પ્રયાગો કર્યા છે; પોતાના ધંધાને ઉન્નતિના માર્ગે વાળ્યો છે. કર્તવ્યપરાયણતા

એમના પુત્રો શેઠ શ્રી. અમૃતલાલ તથા શેઠ શ્રી. મોહનલાલે પિતાનો બોજો ઉપાડી લીધો છે. વૃદ્ધાવસ્થાના કારણે શેઠશ્રી નિવૃત્તિ સેવે છે અને ધાર્મિક અભ્યાસોમાં મન પરોવી રહ્યા છે.

પ્રમાણિકતા, નિખાલસતા અને સાદાઇ એજ એમનો મુદ્રાલેખ.

## શ્રી૰ જેઠાલાલ સી. ઠક્કર

**વૉ**ર્ડન ઇન્સ્યુરન્સ કું૰ લી૰ ના મેનેજીંગ ડિરેકટર તથા સ્થાપક શ્રી. જેઠાલાલ સી. ઠક્કરનો જન્મ ૧૯૦૩ ની સાલમાં લુહાણા જ્ઞાતિમાં ધોળકા તાલુકામાં થયો હતો.

વિદ્યાર્થી જીવનમાંથી તેઓએ જાહેર પ્રવૃત્તિઓ તથા વિમાના



રાષ્ટ્રિય ક્ષેત્રમાં સક્રિય ફાળો આપવો શરૂ કર્યો હતો. એડવોકેટનો અભ્યાસ છોડી મહાસભાની પ્રવૃત્તિઓના પ્રચારનું કાર્ય ઉપાડી લીધું હતું. પૂજ્ય મહાત્માજીના આશ્રમ તરફથી તાલુકા સમિતિઓનું સંગઠનકાર્ય, ગુજરાત મહાવિદ્યાલયના ઉત્કર્ષનું કાર્ય, ધોળકા તાલુકા સમિતિની સ્થાપના વિગેરે કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ધોળકામાં રેંટીયા પ્રવૃત્તિ દરમ્યાન ૭૦૦ ઉપરાંત રેંટીયા ફરતા કર્યા હતા.

૩૦–૩૧ વર્ષની નાની વયે વૉર્ડન ઇન્સ્યુરન્સ કંપની લી૰ ની તેમણે સ્થાપના અને સાધેલી પ્રગતિ એ એમની શક્તિ અને બુદ્ધિની પ્રતિતી છે. આ કંપનીની શાખાઓ દેશપરદેશમાં અત્યારે વ્યાપક બની છે, એ એમની વ્યવસ્થાશક્તિને આભારી છે.

એમનું બીજું મહાન કાર્ય અમદાવાદ ખાતે ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇન્ડીઆની સ્થાપના છે. જેની શાખાઓ દિનપ્રતિદિન સ્થળે સ્થળે ખુલતી જાય છે.

રાષ્ટ્રિય, સામાજિક તથા રાષ્ટ્રિય ઉદ્યોગ ક્ષેત્રમાં સતત વિકાસ સાધતા શ્રી. જેઠાલાલભાઇ શ્રી. જે. સી ઠક્કરના નામથી જાણીતા છે. એમના જીવનમાંથી ઉજ્જવળ આશાઓ નિતરી રહી છે,

## શ્રી॰ નૃસિંહપ્રસાદ ભટ્ટ

શ્રી૦ નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ ગુજરાત, કચ્છ અને કાઠીઆવાડના જાણીતા કેળવણીકારોમાં અગ્રસ્થાન ભોગવે છે. કેટલાક સાથીદારો સાથે પ્રોફેસર પદ છોડીને એમણે ભાવનગર ખાતે દક્ષિણામૂર્તિ સંસ્થાની સ્થાપના કરી હતી.



આ સંસ્થાનું સંચાલન લગભગ બાવીસ વર્ષો કર્યા બાદ કાઠીઆવાડમાં આમળા મુકામે વર્ષોની યોજનાનુસાર તેઓ અત્રે ગ્રામ્ય દક્ષિણામૂર્તિનું સંચાલન કરી રહ્યા છે.

એમ કહેવાય છે કે તેમણે ભારતવર્ષના પ્રાચીન કાળથી માંડીને અત્યાર સુધીના સાહિત્યોનો ઉંડો અભ્યાસ કર્યો છે; તેમાંથી સાચું સત્વ જીવનમાં ઉતાર્યું છે. રાજકારણના પણ તેઓ ઉંડા અભ્યાસી છે. મહાત્માજીના વિશ્વાસુ માણસોમાંના તેઓ એક છે. ગત સત્યાગ્રહ સંગ્રામમાં જેલયાત્રા સેવેલી.

કાઠીઆવાડના અનેક મુત્સદીઓ એમની સલાહનો લાભ લે છે. રાષ્ટ્ર અને જનસેવા એ જ ધ્યેય.

## શ્રીમતિ હીરાબાઇ ગીલ્ડર

કેટલીક વ્યક્તિઓને જોતાંજ આપણું મ્હોં હસે અને કેટલીક વ્યક્તિઓને જોતાં આપણી નજર પાછી લેવાનું મન થાય છે. એકમાં પ્રેમ અને બીજામાં તિરસ્કારની છાયાઓ રહેલી હોય છે. માનસશાસ્ત્રીઓનો શું મત હશે એ તો નથી જાણતો પરંતુ એટલી વાત તો ચોક્કસ હોવી જોઇએ કે જે વ્યક્તિને જોતાં આપણું મ્હોં કુદરતી હસે તો તે વ્યક્તિ પ્રેમાળ, સાફ દીલની, નિરાડંબરી અથવા તો સેવાભાવી હોવી જોઇએ. શ્રીમતિ હીરાબાઇ ગીલ્ડર તેમાંના એક. એમને જોતાં આપણને આનંદ ઉપજે છે. જાતે પણ હમેશાં હસતાં જ.



તેઓ મુંબઇ ઇલાકાના સુખાકારી ખાતાના મા્જી પ્રધાન ડૉકટર ગીલ્ડરનાં પત્ની છે. પતિની પ્રવૃત્તિઓનાં તેઓ પ્રેરણા મૂર્તિ છે, સામાજિક તથા મહિલા પ્રવૃત્તિઓમાં ઉંડો રસ ધરાવે છે.

શાંત, સહનશીલ અને સેવાભાવી શ્રીમતિ હીરાબાઇ ગીલ્ડર.

ૐ

## શેઠશ્રી૦ વલ્લભદાસ કરસનદાસ નાથા

દાનવીર શેઠ શ્રી૦ વલ્લભદાસ કરસનદાસ નાથાની મૂંગી સેવાઓ આજે બોલતી થઇ છે; એમની લાખોની સખાવતોની કદર થઈ છે; સર્વ સ્થળોએ પ્રશંસાનાં પુષ્પો વેરાઇ રહ્યાં છે.

એ સાચા 'વૈષ્ણવજન' અને 'દાતા' છે. તાજેતરમાં દાણાબંદર ખાતે તથા ભાટીઆ મહાજન વાડીમાં જાહેર સભાઓ સમક્ષ તેમને માનપત્રો એનાયત થયાં છે, જેમાં તેમની અનેકવિધ સખાવતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સરદાર શ્રી૦ વલ્લભભાઇ પટેલ તથા શેઠ શ્રી૦ મથુરાદાસ વિસનજીએ અનુક્રમે પ્રમુખપદેથી ભાવભીની અંજલિ આપી છે. એમના જેવા અનેક દાનવીરો પેદા થાય અને સમાજને મદદરૂપ થઈ પડે તેવી શુભેચ્છા પ્રદર્શિત કરી છે.



શેઠ શ્રી૦ વલ્લભદાસ સૌને પ્રભુના બાળક ગણે છે અને એ આદર્શ ભાવનાએ શક્તિ અને સંપત્તિનો સદુપયોગ કરી રહ્યા છે. દરિદ્ર હિંદ એવા દાતાઓની ભીખ માગે છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૧ ]

## પૂ૦ મહાત્માજીનો પયગામ

પૂ૦ મહાત્માજીએ આખરે રાષ્ટ્રનું સુકાન હાથમાં લીધું છે.
" વાણીસ્વાતંત્ર્ય "ની લડતથી આઝાદીયજ્ઞનાં મંડાણ થયાં છે.

ના. વાઈસરૉય સાથે શુદ્ધ દીલથી ચલાવેલી મંત્રણાઓ તૂટી પડી છે. વર્ષોથી સત્ય અને ન્યાય માટે ઝઝુમનાર વ્યક્તિ માટે બીજો માર્ગ ન રહ્યો. સંગ્રામના શ્રીફળરૂપે આચાર્ય વિનોબા ભાવે હોમાઈ ગયા છે.



કાળની એરણ પર ચઢેલા ભારતવર્ષના ભાવિ પ્રસંગે તેમણે એ મુરાદ વ્યક્ત કરી છે કે દેશબાંધવો તેમની પડખે રહે અને વાતોડીઓ સ્વભાવ ત્યજી કર્તવ્યપરાયણ બની રચનાત્મક કાર્યક્રમમાં એકતાન બને.

પૂં મહાત્માજી કહે છે: " કદાચ આ મારો આખરી સંગ્રામ હશે, કદાચ બ્રિટન અને હિંદ વચ્ચેની એકતા સાધવા માટે હથિઆરરૂપ બનું ! રે ! વિગ્રહકર્તા વિશ્વનાં રાજ્યો વચ્ચેની એકતાનું એ હથિઆર બનું ! પ્રભુમાં મને વિશ્વાસ છે; હું વિશ્વાસુ છું. "

પ્રભુ મહાત્માજીની મુરાદો પાર પાડો. હિંદીઓનું કર્તવ્ય રાષ્ટ્ર માટે ફકીરી ધારણ કરનાર એ સંતની જીવદની પરોપકારી ભિક્ષાને સંતોષવાનું છે.

આઝાદ હિંદ અમર રહો !

❧

# "આપણા મહાજનો"

જેનો બીજો ભાગ
તૈયાર થઇ રહ્યો છે

જેમાં વધુ રાજકીય, સામાજિક, ઔદ્યોગિક
કેળવણી તથા સખાવત ક્ષેત્રોમાં ફાળો
આપનાર વ્યક્તિઓનાં રેખાચિત્રો
લેવાયાં છે.

લેખક:

**શ્રી. મોક્ષવદનરાય દેસાઇ**